# બીજગણિત.

કર્તા

છગનલાલ ચુનીલાલ મહેતા,

બી. એ. એસ. ટી. સી. ડી. (ઓ. સ.)

# બીજગણિત.



કર્તા

છગનલાલ ચુનીલાલ મહેતા,

બી. એ. એસ. ટી સી. ટી (ઓનર્સ)



પ્રકાશક,

મંગળદાસ હરકીશનદાસ

બુકસેલર—સુરત.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.



આજદિન સુધી આપણી શાળાઓમાં સર્વ વિષયો પરભાષાદ્વારા શિખવવાનો અનુપમ રિવાજ હતો. ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના પછી આ રિવાજમાં થોડું ઘણું પરિવર્તન થવા પામ્યું છે. પરંતુ સ્વભાષામાં લખાએલા પાઠ્ય પુસ્તકોના અભાવે હજુ વિનયમંદિરોને ઘણી મુસ્કેલી નડે છે અને પરિણામે અંગ્રેજી મારફતે શિખવવાનો અનિષ્ટ રિવાજ અધિકાંશે ચાલુ રહેલો છે. આના નિવારણાર્થે આ નમ્ર પ્રયાસ કર્યો છે.

આ પુસ્તકમાં બે વર્ષ ચાલે તેટલી સામગ્રી રાખી છે. શક્ય સ્થળે અંકગણિત અને બીજગણિતની નિકટતા દર્શાવી છે. હિસાબ જોઇએ તેટલા તથા કઠણતા મુજબ મુકયા છે. શરૂઆતમાં મોઢે ગણવાના હિસાબ હેતુપૂર્વક ઘણા રાખ્યા છે. પરિભાષાની બાબતમાં 'વિલાયતી' રૂઢીને તિલાંજલી દીધી છે કેમકે તે અર્થશૂન્ય લાગે છે. અંગ્રેજી બીજ ગણિતોમાં અંગ્રેજી અક્ષરક્રમ [ a, b, c ] હોય તે સ્વાભાવિક છે. પરંતુ તેનું અંધ અનુકરણ આપણામાં દાખલ થઇ જાય અને આપણે अ, ब, क વાપરતા થઇ જઇએ તે તો બહુ બેહુદુ લાગે. આપણો क, ख, ग......ક્રમ ઓછો સુંદર છે ? વળી આ ઉપરાંત વધુ અક્ષરો જોઇએ તો આપણો ભંડાર ખુટે એમ નથી, કેમકે का, कि, कु આદિ બારાખડી તથા સંગીત શાસ્ત્રના सा, रे, ग, म, प, ध, ની કયાં નથી ?

કેટલીકવાર ચિહ્નવાળી રકમ વાંચતાં અડચણ પડે છે તે દૂર કરવા અહીં થોડા નમુના ટાંકયા છે:

| " લેખન | વાચન. |
|---|---|
| $\{ च + प(ग - म) \}$ | ધનુષ્કંસમાં च વત્તા प, લઘુકંસમાં ग ઓછા म, લઘુકંસ પુરો, ધનુષ્કંસ પુરો. |
| $\sqrt{क}$ | મૂળમાં (અથવા વર્ગ મૂળમાં) क |
| $स^{3}प^{2}$ | स ઘન प વર્ગ. |
| $क^{4}ग^{5}$ | क ચતુર્ઘાત ग પંચઘાત " |

આ પુસ્તક રચવામાં અંગ્રેજી ભાષામાં રચાએલા બીજા ગણિતોની બને તેટલી મદદ લીધી છે. તે સર્વના કર્તા તથા પ્રસિદ્ધકર્તાનો ઉપકાર માનું છું. આશ્રમ નિવાસી શ્રી. હરિહરભાઇની પરિભાષા વિષેની મદદ વિસરાય તેવી નથી તેમનો પણ અહીં આભાર માનું છું.

હરીપુરા, સુરત.
સં. ૧૯૭૯, ફાગણ.

**છગનલાલ ચુનીલાલ મહેતા.**



# પ્રકરણ ૧લું.

## ચિહ્ન, અક્ષર, આદિ વિષે.

૧. અંકગણિતની જેમ, બીજ ગણિતમાં પણ સંખ્યાની વાત આવે છે. સંખ્યા દર્શાવવા માટે અંકગણિતમાં આપણે **એકજ કિંમતવાળા** આંકડા વાપરીએ છીએ; બીજ ગણિતમાં આવા આંકડા ઉપરાંત અક્ષર (क, ख, ग આદિ) નો ઉપયોગ કરવામાં આવે છે, અને આ અક્ષરોને ગમે તે કિંમત આપી શકાય છે.

જેમ અંકગણિતમાં આપણે ૨ છોકરા, ૭ ગાય આદિ બોલીએ છીએ, તેમ બીજ ગણિતમાં क છોકરા ख ગાય આદિ બોલાય છે. જ્યારે આપણે क છોકરા બોલીએ ત્યારે આપણા મનમાં ૪ છોકરાનો, ૧૭ નો, યા બીજી કોઇ સંખ્યાનો ખ્યાલ હોય. એવીજ રીતે ख ગાય એટલે ૫ ગાય, ૬ ગાય અથવા મરજીમાં આવે એટલી ગાય.

આટલું ખૂબ યાદ રાખવું કે એક દાખલામાં એકજ અક્ષર એક કરતાં વધારે વખત આવે તો તેની કિંમત એ દાખલામાં અમુકજ હોય.

૨. + (વત્તા), − (ઓછા), × (ગુણ્યા), ÷ (ભાગ્યા), આ ચિહ્નોનો અર્થ અંકગણિતના જેવોજ છે

(ક) જેમ ૭+૫ એટલે ૭માં ૫ ઉમેરવા;
તેમ क+ख એટલે कમાં ख ઉમેરવા.
જેમ ૭+૫ ને ૫+૭ નો અર્થ એકજ છે,
તેમ क+ख ને ख+क નો અર્થ એકજ છે.

(ખ) ૭−૫ એટલે ૭માંથી ૫ લઇ લેવાના,
તેમ क−ख એટલે कમાંથી ख લઇ લેવાના.

અમુક રકમમાં ઘણા વત્તા તથા ઓછા હોય ત્યારે ગણત્રી ડાબીથી જમણી બાજુ કરવી. क+ख–ग+म એટલે कમાં ख ઉમેરવા, પરિણામમાંથી ग બાદ કરવા, ને આનું પરિણામ આવે તેમાં म ઉમેરવા.

( ગ ) ૭×૫ એટલે ૭ ને ૫ વડે ગુણવા;

તેવી રીતે क×ख ,, क ,, ख ,, ,, .

क×ख×ग એટલે क ને ख વડે ગુણી, પરિણામને ग વડે ગુણવા.

કોઇક વેળા क×ख ને બદલે क.ख લખાય છે, પણ સામાન્ય રીતે ગુણાકાર ચિહ્ન યા ટપકું લખાતું નથી ને માત્ર कख લખાય છે. તેવી રીતે ૨×क×ख માટે ૨ कख લખાય છે.

અંકગણિતમાં ગુણ્યાનું ચિહ્ન કાઢી નાંખીએ તો અર્થ બદલાઇ જાય છે. ૭×૫ ને ૭૫ માં કેટલો બધો ફેર છે? વળી ગુણ્યાનું ટપકું કાંઈક નીચું આવે છે ને દશાંશનું ટપકું રહેજ ઉંચે આવે છે. ૭. ૫ એટલે ૭×૫; ને ૭·૫ એટલે ૭$\frac{૫}{૧૦}$.

જેમ ૭×૫ ને ૫×૭ એક જ;

તેમ कख ને खक ,, ,,.

( ઘ ) ૮ ÷ ૨ એટલે ૮ ને ૨ વડે ભાગવા,

તેમ क ÷ ख ,, क ,, ख ,, ,, .

क÷ख÷ग એટલે क ને ख વડે ભાગવા, ને પરિણામને ग વડે ભાગવા.

क÷ख ને બદલે क/ख યા $\frac{क}{ख}$ પણ લખાય છે.

૩. બરાબર માટેનું ચિહ્ન = આવું. જે રકમો વચ્ચે = લખાય, તે બે સરખી સમજવી.

૫ < ૭ લખ્યું હોય ત્યારે ૫ થી ૭ ઓછા છે એમ વંચાય. વળી ૭ > ૫ લખ્યું હોય ત્યારે ૭, ૫થી વધારે છે એમ વંચાય.

આ છેલ્લા બે ચિહ્ન વિષે એટલું જોઇ લેવું કે જે રકમ નાની હોય તેના તરફ ખુણાનું બિંદુ હોય છે.

જો क, ख, ग ની કિંમત અનુક્રમે ૨, ૩, ૫ હોય તો क+ख, ग ની બરાબર થાય. આને ટુંકમાં લખવાની રીત;

જો क=૨, ख=૩, ग=૫

તો क+ख=ग.

[ ગણિતશાસ્ત્રની ભાષા જેમ બને તેમ ટુંકી હોવી જોઇએ પણ સાથે સમજાય એવી પણ જોઈએ. ]

## હિસાબ ૧ ક.

નીચે પ્રમાણે હું કમાયો હોઉં તો મારી કુલ માસિક કમાણી કેટલી ?

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | શુકલ પક્ષ | ૩૫ રૂ., | કૃષ્ણ પક્ષ | ૨૫ રૂ. |
| ૨. | શુકલ પક્ષ | ૪૬ રૂ., | કૃષ્ણ પક્ષ | ૫૪ રૂ. |
| ૩. | શુકલ પક્ષ | क રૂ., | કૃષ્ણ પક્ષ | ૮૧ રૂ. |
| ૪. | શુકલ પક્ષ | क રૂ., | કૃષ્ણ પક્ષ | ख રૂ. |

નીચે પ્રમાણે હું લખું તો આખા દિવસમાં કેટલું લખાય ?

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫. | સવારે | ૪ પાનાં, | બપોરે | ૧ પાનું. | સાંજે | ૩ પનાં |
| ૬. | ,, | क ,, , | ,, | ૨ પાનાં, | ,, | ૩ ,, |
| ૭. | ,, | म ,, , | ,, | क ,, , | ,, | ૫ ,, |
| ૮. | ,, | ग ,, , | ,, | म ,, , | ,, | न ,, |

૯. મારા ખીસ્સામાં ૧૫ પૈસા છે તેમાંથી ૧૦ આપી દઉં તો કેટલા રહે ?

૧૦. ૧૫ પૈસામાંથી क પૈસા આપી દઉં તો કેટલા રહે ?

૧૧. क પૈસામાંથી ૨ પૈસા આપી દઉ તો કેટલા રહે?
૧૨. म પૈસામાંથી न પૈસા આપી દઉ તો કેટલા રહે?

નીચે દર્શાવેલા જોડખાંમાં શું તફાવત છે?

૧૩. ૩૪ ને ૩.૪ ૧૪. ૩.૪ ને ૩·૪
૧૫. ૩૪ ને ૩×૪ ૧૬. ૬૩ ને ૬·૩
૧૭. ૯·૭ ને ૯.૭

નીચે લખેલાં વાક્યો ગણિતની ટુંકી ભાષામાં લખો.

૧૮. બે ને બે મળી ચાર થાય.
૧૯. ૪ માં ૬ ઉમેરીએ, ને ૬ માં ૪ ઉમેરીએ તો બન્ને સરવાળા સરખા થાય.
૨૦. ત્રણ ડઝનનો અર્થ છત્રીશ થાય.
૨૧. પંદર ને ત્રણે ભાગીએ, ને પીસતાળીસને નવે ભાગીએ તો બન્ને ભાગાકાર બરાબર થાય.

---

૪. એક ઓરડામાં ૪ શેત્રંજી છે ને દરેક શેત્રંજીપર ૫ છોકરાં બેસી શકે; તો આખા વર્ગમાં ૪×૫ એટલે ૨૦ છોકરાં બેસી શકે.

જો શેત્રંજી ૮ હોય ને દરેક પર ૩ બેસી શકે તો આખા વર્ગમાં ૮×૩ એટલે ૨૪ બેસી શકે.

જો क શેત્રંજી હોય ને દરેકપર ख છોકરાં બેસી શકે, તો વર્ગમાં कख છોકરાં બેસી શકે.

## હિસાબ ૧ ખ.

૧. એક ગાયના ૩૦ રૂ., તો ૫ ગાયનું શું? ग ગાયનું શું?
૨. એક ગાયના क રૂ., તો म ગાયનું શું?

૩. એક આગગાડી કલાકના ૨૫ માઇલ ચાલે તો क કલાકમાં કેટલું ચાલે?

૪. એક ઘોડો કલાકના म માઇલ દોડે છે તો क કલાકમાં કેટલું દોડે?

૫. म શેર દુધના त આના પડે તો म શેરનું શું?

જો म=૪, त=૧૦, म = ૯ લઇએ તો જવાબ શું આવે?

૬. જો क=૫, તો ૩क=?

૭. क=૬, ख=$\frac{१}{२}$, ग=$\frac{१}{३}$ તો ૨ कखग= ?

૮. ल=૪, त=૨, તો $\frac{ल}{त}$=?

૯. प=૨, म=૧, ग=૩, તો प+म+ग=?

૧૦. च=૧, ज=૨, क=૪, તો क−ज−च=?

૩क−૨ज−च=?

જો क=૧, ख=૨, ग=૩, च=૪, ज=૫

તો નીચે આપેલી રકમોની કિંમત કેટલી?

૧૧. ૫कख. ૧૨. ૪खग. ૧૩. ૩गच. ૧૪. ૨चज

૧૫. ૭कचगज. ૧૬. $\frac{२}{३}$कग. ૧૭ ૫$\frac{च}{ज}$ ૧૮. $\frac{खग}{कच}$

૧૯. $\frac{९खचज}{कग}$ ૨૦. $\frac{२०कखग}{३चज}$ ૨૧. ૨क+૪च+૬ज

૨૨. ૭क−૫ख+૩ग. ૨૩. $\frac{१}{५}$ज+$\frac{३}{४}$खग−૧

૨૪. कखग+खगच+गचज. ૨૫. कखगच−खगचज+૨गचजक

૫. क+ख, ग−च, ૨क+૩ग−૪ज વિગેરે રકમો કહેવાય. રકમના વિવિધ ખંડોને પદ કહે છે. અહીં ૨क+૩ग−૪ज ના ૨क, ૩ग,−૪ज પદ કહેવાય.

જેમાં એક પદ હોય તેને **એકપદી** રકમ કહેવી—જેવી કે ૩क, पखग આદિ. બે પદ હોય તો **દ્વિપદી;** ત્રણ હોય તો **ત્રિપદી** અને ત્રણથી વધારે પદ જેમાં હોય તેને **બહુપદી** રકમ કહેવી.

૬. ૩×૪=૧૨

અહીં ૧૨ એ ૩ ને ૪ નો ગુણાકાર કહેવાય;

ને ૩ ને ૪, ૧૨ ના અવયવ કહેવાય.

તેવીજ રીતે ૯कख ના ૯, क, ને ख અવયવ કહેવાય. કોઈ પણ ગુણાકારમાં એક અવયવ બાકીની રકમનો ગુણ કહેવાય.

૯ कख માં

૯ એ क ख નો ગુણ;

क „ ૯ ख „ „ ;

ख „ ૯ क „ „ .

પણ સાધારણ રીતે વ્યક્ત સંખ્યા (જેની કિંમત હમેશ સરખીજ રહે છે તે સંખ્યા) ગુણ કહેવાય છે. એટલે ૩ चज માં ૩ ગુણ કહેવાય.

૭. ૫×૫ ટુંકમાં $૫^૨$ લખાય છે.

તેવીજ રીતે क×क „ $क^२$ „ .

क×क×क „ $क^3$ „ .

જ્યારે અમુક ગુણાકારમાં એકજ અવયવ અનેક વાર આવે ત્યારે તે ગુણાકાર તે અવયવનો **ઘાત** કહેવાય.

$क^२$ બોલવો હોય તો क વર્ગ એમ બોલવું. $क^3$ એટલે क ઘન. વર્ગ એટલે બીજો ઘાત, ને ઘન એટલે ત્રીજો ઘાત.

અક્ષરની ઉપર ઘાત દર્શાવવા જે આંકડો મુકાય તેને **ઘાત ચિહ્ન (Index)** કહે છે.

$૩^{૪}$ એટલે ૩ ચાર વખત લઈ તેનો ગુણાકાર.
$૩^{૪} = ૩ \times ૩ \times ૩ \times ૩ = ૮૧$.

## હિસાબ ૧ ગ.

કિંમત બોલો.

૧. $૩^{૨}$ ૨. $૫^{૩}$ ૩. $૪^{૪}$ ૪. $૨^{૫}$ ૫. $૨^{૭}$ ૬. $૭^{૩}$ ૭. $૯^{૩}$

નીચે લખેલાં જોડખાંમાં શું ફેર?

૮. $૨च$ ને $च^{૨}$. ૯ $૩ख$ ને $ख^{૩}$ ૧૦. $૫क$ ને $क^{૫}$
૧૧. $૭न$ ને $न^{૭}$ ૧૨. ચાર વખત ત્રણ ને ત્રણ ચતુર્ઘાત.
૧૩. ૩, कનો ગુણ હોય તો કેમ લખાય? ૩, कનું ઘાત ચિહ્ન હોય તો કેમ લખાય?

જો $क=૧$, $ख=૨$, $ग=૩$ તો નીચે આપેલી રકમોની કિંમત કેટલી?

૧૪. $क^{૨}$ ૧૫. $૨ख^{૨}$ ૧૬. $૩ग^{૨}$ ૧૭. $ग^{૩}$ ૧૮. $ख^{૪}$

૧૯. $क^{૫}$ ૨૦. $૨ग^{૨}क^{૨}$ ૨૧. $क^{૨}खग$ ૨૨. $खग^{૨}$ ૨૩. $कग^{૩}$

૨૪. $क^{૪}ग^{૨}$ ૨૫. $\frac{૪}{૯}क^{૨}ग^{૨}$ ૨૬. $क^{૨}-૧$ ૨૭. $૩ख^{૨}-૨$

૨૮. $૨क^{૨}+ख^{૨}$ ૨૯. $क^{૨}-ख^{૨}+ग^{૨}+૨कख$

૩૦. $\frac{૪}{૫}क^{૩}ख^{૩}ग^{૩}+\frac{૧}{૫}क^{૨}ख^{૨}ग^{૨}$.

૮. क ની કિંમત ૦, ૧, ૨, ૩, ૪, ૫, ૬ હોય તો $क^{૨}-૪क+૮$ ની કિંમત શું થાય?

આવા દાખલા ગણવામાં નીચે દર્શાવેલી કોઠાની રીત ઠીક પડશે.

| જો $क=$ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|---|---|
| તો $क^{૨}=$ | ૦ | ૧ | ૪ | ૯ | ૧૬ | ૨૫ | ૩૬ |
| $-૪क=$ | ૦ | -૪ | -૮ | -૧૨ | -૧૬ | -૨૦ | -૨૪ |
| $૮=$ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| $क^{૨}-૪क+૮=$ | ૮ | ૫ | ૪ | ૫ | ૮ | ૧૩ | ૨૦ |

આ પરથી માંગેલી કિંમત ૮, ૫, ૪, ૫, ૮, ૧૩, ૨૦ અનુક્રમે છે.

વિદ્યાર્થીએ શુન્ય માટે આટલી વાત યાદ રાખવી કે.

( ૩ ) અમુક રકમમાં શુન્ય ઉમેરવું એટલે રકમ તેને તે રાખવી. જેમકે ૩+૦=૩

( ખ ) અમુક રકમમાંથી શુન્ય બાદ કરવાથી રકમ તેને તે રહે. જેમકે ૩−૦=૩.
પણ શુન્યમાંથી અમુક રકમ બાદ કરવી હોય ત્યારે રકમનું ચિહ્ન ફેરવવું પડે. જેમકે ૦−૩=−૩.

( ગ ) ગમે તે રકમને શુન્ય વડે ગુણવામાં આવે તો પરિણામ શુન્ય નીપજે. ૩×૦=૦.

( ઘ ) શુન્યને ગમે તે રકમ વડે ભાગીએ તો પરિણામ શુન્યજ. જેમકે $\frac{૦}{૫}=૦$.

( ચ ) અમુક રકમને શુન્ય વડે ભાગીએ તો પરિણામ અનંત આવે. જેમકે $\frac{૩}{૦}$ ની કિંમત આંકી શકાય નહિં. આને અનંત કહે છે ને તેનું ચિહ્ન $\infty$ આવું છે.

## હિસાબ ૧ ઘ.

૧. જો $क=૧, ૨, ૩$ હોય તો $क^{૨}+૩क+૨$ની કિંમત કેટલી?

૨. જો $ख=૧, ૩, ૫$ હોય $ख^{૨}-૪ख+૪$ની કિંમત કેટલી?

૩. જો $ग=૦, ૩, ૭, ૯$ હોય તો $ग^{૨}-૧૨ग+૩૫$ની કિંમત કેટલી?

નીચેની રકમોની કિંમત કાઢો.

| | | |
|---|---|---|
| ૪. $क+क$ | ૫. $૨क+૫क$. | ૬. $૩ग+૧૨ग$ |
| ૭. $૯क-૭क$ | ૮. $૧૦ख-૪ख$. | ૯. $૩क-૩क$- |
| ૧૦. $क+૨क-૦$ | ૧૧. $क+૩क+૫क$. | ૧૨. $૪ग+૬ग+૮ग$ |
| ૧૩. $૧૩ग\times૩ग\times૦$ | ૧૪. $\frac{૦}{क+ख}$ | ૧૫. $૫ग-૬ग+૭ग$ |

જો $ग=૭$, $ख=૫$. $क=૩$, $च=૦$ તો નીચેની રકમોની કિંમત કેટલી?

૧૬. $ग^{૩}क^{૩}च^{૨}ख$. ૧૭. $कख^{૩}ग^{૫}च^{૭}$ ૧૮. $\frac{ग^{૨}क^{૨}-૯च^{૨}ख^{૨}}{૮क^{૨}+૬ख^{૨}+૪ग^{૨}}$

---

# પ્રકરણ ૨ જું.

---

## ધનરાશિ તથા ૠણરાશિ.

૧. ૫૦ રૂ. ના નફા માટે આપણે +૫૦ લખીએ તો ૫૦ રૂ. ની ખોટ માટે −૫૦ લખવા પડે.

ગયા પ્રકરણમાં +, − નો અર્થ સરવાળો ને બાદબાકી અનુક્રમે કરવામાં આવેલો. અહીં +, − નો બીજો અર્થ નીપજે છે. વિરોધી વસ્તુઓ માટે પણ આ ચિહ્ન વાપરી શકાય. ૫ ગાઉ પૂર્વ માટે +૫ લખાય, તો −૫ નો અર્થ ૫ ગાઉ પશ્ચિમ થાય. ૧૫ વાર ઉત્તર માટે +૧૫ લખાય, તો **−૧૫** એટલે **૧૫** વાર દક્ષિણ તરફ. ૩ પગલાં ઉંચે ને માટે +૩ લખાય, તો −૩ એટલે ૩ પગલાં નીચે.

વળી કોઇ બનાવ **સં. ૧૯૭૭** માં બન્યો હોય તેને માટે +૧૯૭૭ લખીએ, તો −૧૯૭૭ નો અર્થ એવો **થયો કે અમુક** બનાવ સંવત ગણવાના દિવસથી ૧૯૭૭ વર્ષ પૂર્વે બનેલો.

કોઇ પણ સંખ્યાની પૂર્વે + ચિહ્ન હોય તો તેને ધન (Positive) કહેવી; ને − ચિહ્ન હોય તેને ૠણ ( Negative ) કહેવી. સાધારણ રીતે + ચિહ્ન લખાતું નથી એટલે અમુક સંખ્યા પૂર્વે ચિહ્ન ન હોય તો તે ધનજ સમજવી.

## હિસાબ ૨ ક.

૧. જો +૫ રૂ. નો અર્થ ૫ રૂ. લાભ હોય, તો −૫ રૂ. નો અર્થ શું?

૨. જો એક વેપારીની રૂ. ૫૦૦ની ખોટ −૫૦૦ રૂ. લખીએ, તો રૂ. ૨૫૦ નફા માટે શું લખવું?

૩. અમુક બિંદુથી ૪ ગાઉ ઉત્તર માટે +૪ ગાઉ લખાય તો −૪ ગાઉ એટલે શું?

૪. જમણી બાજુના અંતર ધન ગણીએ, તો ૠણ કોને ગણવા?

૫. અમદાવાદ મુંબાઇથી –૩૦૦ ગાઉ દક્ષિણે છે એટલે શું? મુંબાઇ અમદાવાદથી કેટલું ઉત્તરે?

૬. પરશોતમને –૧૦ રૂ. ની ખોટ ગઇ એનો અર્થ શું?

૭. પ્લાસીનું યુદ્ધ, સીપાઇના બળવા પછી –૧૦૦ વર્ષે થયું એનો અર્થ શું?

૮. નીચેના વાક્યોમાં 'પછી' ને બદલે 'પૂર્વે' શબ્દ વાપરો.

क. મલબારનું રમખાણ પંજાબના રમખાણ **પછી** ૨ વર્ષે થયું.

ख. મહાન યુદ્ધ બોઅર યુદ્ધ પછી ૧૪ વર્ષે થયું.

ग. મનુનો જન્મ કનુના જન્મ પછી ૨ વર્ષે થએલો.

૯. નીચેના વાક્યોમાં 'પૂર્વે' ને બદલે 'પછી' શબ્દ વાપરો.

ट. શીવાજીનું મોત ઔરંગઝેબના કરતાં ૨૭ વર્ષ **પૂર્વે** થયું.

ख. ગટુનો જન્મ મટુના કરતાં ૬ મહિના પૂર્વે થએલો.

૧૦. ૩ માં –૧૫ મીનીટ કમ છે એટલે કેટલા વાગ્યા?

૧૧. દ્વારકાદાસની તીજોરીમાં રૂ. ૫૦૦૦૦ છે. ને તેને રૂ. ૧,૬૧૦૦૦ નું દેવું છે, તો તેની પુંજી કેટલી?

૧૨. ગયે વર્ષે મારૂં વજન ૪ મણ હતું. આ વર્ષે ૩$\frac{૩}{૪}$ મણ છે. તો કેટલું વધ્યું?

ટુંકમાં લખો

૧૩. ધન ૭ ને રૂણ ૪ નો સરવાળો.

૧૪. રૂણ ૯ ને ધન ૧૦ નો સરવાળો.

૧૫. રૂણ क ને ધન म નો સરવાળો.

૧૬. રૂણ ૪ ને ધન ૧૦ વચ્ચેનો અંતર.

નીચેના દાખલા ગણિતની ટુંક ભાષામાં લખો—

૧૭. હું ઘેરથી ૧૨ પગલાં પૂર્વમાં ગયો, ને પછી ૧૬ પગલાં એજ દિશામાં ગયો એટલે ઘેરથી હું ૨૮ પગલાં પૂર્વ તરફ ગયો. [ જવાબ. +૧૨+૧૬=+૨૮ ]

૧૮. બાબુ મંદિરથી ૯૯ પગલાં ઉત્તર તરફ ગયો, ને ત્યાંથી ૯૭ પગલાં દક્ષિણ તરફ ગયો. એટલે બાબુ મંદિરથી ૨ પગલાં ઉત્તર તરફ છે.

૧૯. જમુ ભોંયતળીએથી દાદરના ૧૩ પગથીઆં ચઢયો ને પછી ૬ પગથીઆં ઉતર્યો, તો તે ભોંયતળીએથી ૭ પગથીઆં ઉંચે છે.

૨૦. ગમન રૂ. ૧૧ કમાયો ને રૂ. ૧૩ ખોયા તો એકંદરે તેણે રૂ. ૨ ખોયા.

૨૧. મગન રૂ. ૫ કમાય છે, ફરી રૂ. ૫ કમાય છે તો બધું મળી એની પાસે રૂ. ૧૦ થાય છે.

૨૨. એક માણસ રૂ. ૯ ગુમાવે છે, ને રૂ. ૭ મેળવે છે, તો એકંદરે રૂા. ૨ ખુએ છે.

## હિસાબ ૨ ખ.

કિંમત બોલો—

૧. ૪−૨ ૨. ૪−૩ ૩. ૪−૪ ૪. ૪−૫ ૫. ૪−૬

૬. −૪−૨ ૭. −૪−૩ ૮. −૪−૪ ૯. −૪+૨ ૧૦. −૪+૩

૧૧. −૬+૫ ૧૨. −૬+૩ ૧૩. ૫क+૯क ૧૪. ૩क−૭क ૧૫ ૧૦ग−૧૨ग

૧૨. −૩ल+૩ल ૧૭. −૭म+૫म ૧૮. −૭च−૮च.

# પ્રકરણ ૩ જું.

---

## સાદા કૌંસ.

૧. જેમ અંકગણિતમાં કૌંસની અંદરના પદો સાથે લેવાના હોય છે, **એક** સંખ્યા રૂપ ગણાય છે; તેમ બીજગણિતમાં પણ અમુક પદો એક સંખ્યા રૂપ ગણવાના હોય ત્યારે તેમને કૌંસમાં લખાય છે.

કૌંસના આકાર આવા [ ] { } ( ) હોય છે.

આનાં નામ ગુરૂ કૌંસ, ધનુષ્કૌંસ, લઘુકૌંસ અનુક્રમે છે. કોઇ વખત કૌંસને બદલે પદો ઉપર રેખા ( Vinculum ) દોરવામાં આવે છે. જેમકે $૫+\overline{૩+૨}$; અહીં ૩+૨ રેખાકૌંસમાં છે એમ સમજવું.

૫+(૩+૨) એટલે ૩ ને ૨ નો સરવાળોકરી તેમાં ૫ ઉમેરવા.

૧૦–(૩+૨) એટલે ૩ ને ૨ નો સરવાળો કરી તેને ૧૦માંથી બાદ કરવા.

૧૦–(૭+૧)=૧૦–૮=૨.

તેવીજ રીતે

क–(ख+ग) એટલે ख ને ग નો સરવાળો क માંથી બાદ કરવો.

વળી ૯ (૪–૨) એટલે ૪ માંથી ૨ બાદ કરી, બાદબાકીને ૯ વડે ગુણવા.

અને ૯÷(૬–૩) એટલે ૬ માંથી ૩ બાદ કરી, બાદબાકી વડે ૯ ને ભાગવા.

એટલે ૯ (૪−૨) = ૯×૨ = ૧૮

ને ૯÷(૬−૩) = ૯÷૩ = ૩

## હિસાબ ૩ ક.

કિંમત બોલો—[क=૧, ख=૨, ग=૧, च=૩, य=૪, र=૩, ल=૨, त=૩, द=૪, ध=૫].

૧. ૧૦+(૩+૨)　　૨. ૧૨+(૪+૩)　　૩. च+(क+ख)

૪. ૧૫+(૧૭−૧૨)　　૫. ૧૯+(૧૦−૩)　　૬. क+(ख−ग)

૭. ૩૨−(૩+૬)　　૮. ૩૧−(૭+૯)　　૯. ૪ल−(य+र)

૧૦. ૪૩−(૧૯−૧૨)　　૧૧. ૩૭−(૧૨−૧૧)　　૧૨. त−(૨द−ध)

૧૩. ૫ (૩+૪)　　૧૪. ૧૭ (૬+૩)　　૧૫. ૧૧(૯+૪)

૧૬. ૧૩ (૧૧+૯)　　૧૭. क (ख+ग)　　૧૮. ૨૯(૬−૨)

૧૯. ૨૭ (૮−૧)　　૨૦. ૨૩ (૧૧−૩)　　૨૧. त (૩द−ध)

૨૨. ૧૮÷(૧૧−૨)　　૨૩. ૨૮÷(૧૯−૧૨)　　૨૪. क÷(ख−ग)

૨૫. ૨च+(क+૩ख)　　૨૬. ૩त+(क+द)　　૨૭. ૪य+(र+ल)

૨૮. य+(र−ल)　　૨૯. ૩क+(ख−ग)　　૩૦. ૪च−(द+ध)

૩૧. ૧૩त−(૨द+૩ध)　　૩૨. ૫क−(૨ग−ख)　　૩૩. ૫क(ख+ग)

૩૪. ૪त (द+ध)　　૩૫. ૩य (र+ल)　　૩૬. ૩ग(૨क−ख)

૩૭. ૪च (र−त)　　૩૮. क÷(ख−ग)　　૩૯. ૭य÷(૪ल−૨च)

૪૦. (क+ख)÷य　　૪૧. (क+ख) (य+र)　　૪૨. (૨क−ख) (य−र)

૪૩. (कख+यर)(खय−रक)　　૪૪. (क+ख)$^{૨}$　　૪૫. ૪(क+ख)−૫(૨क−ख)

૪૬. (य+૨ल)$^{૨}$−(૪ग−च)$^{૨}$

૪૭. क$^{૨}$+ग$^{૨}$ ને (क+ग)$^{૨}$ ની કિંમત સરખાવો.

૨. આટલું ધ્યાનમાં રાખો કે

क + (ख + ग) = क + ख + ग

$$क + (ख - ग) = क + ख - ग$$
$$क - (ख + ग) = क - ख - ग$$
$$क - (ख - ग) = क - ख + ग$$

**નિયમ:** કંસની પૂર્વે + હોય તો કંસની અંદરના ચિહ્ન બદલાતાં નથી; કંસની પૂર્વે – હોય તો અંદરના ચિહ્ન બદલવા પડે છે એટલે + ના – થાય ને – ના + થાય.

## હિસાબ ૩ ખ.

કંસ છોડી જવાબ બોલો,

૧. क+(२क+क)  २. ३क+(२ख+ग)  ३. ५य+(४र+ल)

४. २क+(३क–क)  ५. २क+(३ख–४ग)  ६. ३च–(ज–र)

७. २य+५ल–(४क+३ख)  ८. ७त–(३द–५ध)

९. ११क–३ख–(२य–ल)+७  १०. (क+ख) – (त+द)

११. (३क+च)–(३ख+ज)  १२. (४म+५न)–(४न–५म)

| | | | |
|---|---|---|---|
| ૩. | $३(५+२)$ | $= ३ \times ७$ | $= २१.$ |
| ને | $३ \times ५ + ३ \times २$ | $= १५ + ६$ | $= २१.$ |
| માટે | $३(५+२)$ | $= ३ \times ५ + ३ \times २.$ | |
| તેવીજ રીતે | $क(ख+ग)$ | $= कख + कग.$ | |
| વળી | $३(५-२)$ | $= ३ \times ३$ | $= ९$ |
| ને | $३\times५ - ३\times२$ | $= १५ - ६$ | $= ९$ |
| માટે | $३(५-२)$ | $= ३\times५ - ३\times२$ | |
| તેવીજ રીતે | $क(ख-ग)$ | $= कख - कग$ | |

$$\frac{५+२}{७} = \frac{७}{७} = १$$

ને $\frac{५}{७}+\frac{२}{७} = \frac{७}{७} = १$

માટે $\frac{૫+૨}{૭} = \frac{૫}{૭}+\frac{૨}{૭}$

તેવીજ રીતે $\frac{क+ख}{ग}=\frac{क}{ग}+\frac{ख}{ग}$

એજ પ્રમાણે $\frac{क-ख}{ग}=\frac{क}{ग}-\frac{ख}{ग}$

---

# પ્રકરણ ૪ થું.

---

## સરવાળા.

૧. **નિયમ**: સમાન ચિહ્નવાળી બે સંખ્યાનો સરવાળો કરી તેજ ચિહ્ન સરવાળાને લગાડવું; એટલે તે બે સંખ્યાનો સરવાળો આવશે.

વિરોધી ચિહ્નવાળી બે સંખ્યાની બાદબાકી કરી પરિણામને મોટી સંખ્યાનું ચિહ્ન લગાડવું; એટલે તે બે સંખ્યાનો સરવાળો આવશે.

દાખલા.

૧. −૯ ને −૭ નો સરવાળો કરો.

બન્ને સંખ્યા સમાન ચિહ્નવાળી છે. એટલે ૯ ને ૭ નો સરવાળો ૧૬; તેને − ચિહ્ન લગાડતાં જવાબ −૧૬ આવે.

૨. +૯ ને −૭ નો સરવાળો કરો.

અહીં વિરોધી ચિહ્ન છે. એટલે ૯ ને ૭ ની બાદબાકી ૨; તેને મોટી સંખ્યા ૯ નું + ચિહ્ન લગાડીએ એટલે જવાબ +૨.

૩. –૯ ને +૭ નો સરવાળો કરો.

અહીં મોટી સંખ્યાનું ચિહ્ન – છે. એટલે જવાબ –૨.

## હિસાબ ૪ ક.

સરવાળો બોલો.

૧. +૧૭ ને +૧૩  ૨. +૩૧ ને +૧૯  ૩. +૩૯ ને +૨૨

૪. –૩ ને –૧૭  ૫. –૧૨ ને –૧૩  ૬. –૧૮ ને –૧૯

૭. –૨૩ ને –૨૧  ૮. –૩૯ ને –૧૧  ૯. –૧૨ ને ૮

૧૦. –૨૩ ને ૬  ૧૧. ૧૦ ને –૪  ૧૨. ૩૩ ને –૧૧

૧૩. –૯ ને ૧૩.

| ૧૪. | ૧૫. | ૧૬. | ૧૭. | ૧૮. |
|---|---|---|---|---|
| –૭ | –૧૧ | –૧૫ | ૨૭ | ૩૩ |
| ને–૩ | ને–૧૯ | –૧૫ | –૧૧ | –૧૨ |

| ૧૯. | ૨૦. | ૨૧. | ૨૨. |
|---|---|---|---|
| ૩૧ | –૭ | –૩ | – ૧ |
| ને–૧૯ | ને+૫ | –૫ | – ૫ |
| | | –૭ | – ૯ |
| | | | –૧૩ |

૨. **સમાન** ( Like ) પદ એટલે જે પદમાં એકજ જાત આવે તે.

क, ૫क, ૭क, –૪क, –૭क આ સર્વે સમાન પદ કહેવાય.

ग, –૭ग, ૯ग સમાન પદ કહેવાય.

પણ ૩य, ग, ૨$च^2$, ૩च **અસમાન** ( Unlike ) પદ કહેવાય.

સમાન પદનો સરવાળો.

૭क+૨क = ૯क

–૭क–૨क = –૯क

तेमज −३क−५क−७क=−१५क

वळी ७क−२क = ५क

−७क+२क = −५क

## હિસાબ ૪ બ.

સરવાળો બોલો.

| | | | | |
|---|---|---|---|---|
| १. ४क | २. ३ख | ३. ७ग | ४. −३य | ५. −७र |
| ने५क | ने९ख | ने३ग | −३य | −८र |
| ६. −ल | ७. १८च | ८. २१क | ९. १३ग | १०. −५म |
| −ल | − ९च | −११क | −१३ग | ३म |
| ११.−३१ज | १२. −९९च | | | |
| २९ज | ७१च | | | |
| १३. २क | १४. ७ख | १५. −९ग | १६. −५म | |
| ५क | ९ख | −७ग | −३म | |
| ८क | ३ख | −५ग | − म | |
| | | −३ग | ४म | |

## હિસાબ ૪ ગ.

સરવાળો બોલો.

१. ३क ने ५क    २. ७ग ने ९ग    ३. ३च$^{२}$ ने २च$^{२}$

४. ७य$^{२}$ ने य$^{२}$    ५. म, २म, ने ३म    ६. −४च, ने १२च

७. −क, −३क, −५क, −७क    ८. $\frac{१}{३}$ख, $\frac{१}{३}$ख, ने $\frac{१}{३}$ख

९. $\frac{२}{५}$ग, $\frac{७}{५}$ग, ने $\frac{१}{५}$ग    १०. $\frac{७}{८}$य, ने −$\frac{३}{८}$य

३. દાખલા.

१. ३क, −५क, ७क, −९क, ११क નો સરવાળો કરો.

જવાબ = ૩क−૫क+૭क−૯क+૧૧क

= ૩क+૭क+૧૧क−૫क−૯क

= ૨૧क−૧૪क

= ૭क.

૨. −૩ग, −૫ग, ૧૧ग, ૧૩ग, ૧૭ग, −ग, −૭ग
નો સરવાળો કરો.

જવાબ = −૩ग−૫ग+૧૧ग+૧૩ग+૧૭ग−ग−૭ग

= −૩ग−૫ग−ग−૭ग+૧૧ग+૧૩ग+૧૭ग

= ૨૫ग.

## હિસાબ ૪ ઘ.

સરવાળો કરો.

૧. ૫क, −૩क, क  ૨. ग, −૩ग, ૨ग, ૪ग  ૩. −૭च$^{૨}$, ૫च$^{૨}$, ૩च$^{૨}$

૪. ૫क$^{૨}$ख, −૩क$^{૨}$ख  ૫. कग, ૨कग, −૩कग, ૫कग, −૭कग, ૮कग

૬. $\frac{૧}{૪}$नल, $\frac{૩}{૪}$नल, −$\frac{૧}{૨}$नल, $\frac{૧}{૨}$नल

૭. $\frac{૩}{૮}$रम. −$\frac{૧}{૮}$रम, $\frac{૭}{૮}$रम, −$\frac{૫}{૮}$रम

૮. क, ख, ग.  જવાબ = क+ख+ग

૯. च$^{૨}$, −૩च, −૪  જવાબ = च$^{૨}$−૩च−૪

૧૦. क, ૫क, −૪ग, −૨ग, ૩क, ૩ग

અહીં સરવાળો = क+૫क+૩क−૪ग−૨ग+૩ग

= ૯क−૩ग

૧૧. क, −ख  ૧૨. ૩य, −૪ल  ૧૩. −त, −द, ध

૧૪. य, ૨ल, ૩य, −૩ल  ૧૫. कख, च$^{૨}$, −૩चक

૧૬. ૩य$^{૨}$, −૨क$^{૨}$, ૨ग$^{૨}$, ૭क$^{૨}$

૧૭. ૩क+૨ख, ૨क−૭ख.

અહીં સરવાળો = ( ૩क+૨ख )+( ૨क−૭ख )

= ૩क+૨ख+૨क−૭ख

= ૫क−૫ख.

૧૮. $\frac{૨}{૫}(म^{૪}+न^{૪})$ , $\frac{૩}{૫}(म^{૪}+न^{૪})$

સરવાળો $= \frac{૨}{૫}(म^{૪}+न^{૪})+\frac{૩}{૫}(म^{૪}+न^{૪})$

$= \frac{૨}{૫}म^{૪}+\frac{૨}{૫}न^{૪}+\frac{૩}{૫}म^{૪}+\frac{૩}{૫}न^{૪}$ અથવા

$(\frac{૨}{૫}+\frac{૩}{૫})(म^{૪}+न^{૪})$

$= म^{૪}+न^{૪}$

## હિસાબ ૪ ચ.

સરવાળો કરો.

૧. क+૨ख, ૨क+ख

૨. ૩क+૫ख, ૫क+૩ख

૩. च+૫, ૨च+૭

૪. ૫य+૩, ૩य+૧૩

૫. ૨क+૩ख, ૩क−૨ख

૬. ૧૩म+૧૧न, म−૭न

૭. $च^{૨}+ज^{૨}$, $च^{૨}-ज^{૨}$

૮. $य^{૩}+૨ल^{૩}$, $य^{૩}-ल^{૩}$

૯. $ज^{૨}-૨च$, $૭ज^{૨}-૪च$

૧૦. ल+र , −ल−र

૧૧. ૭ ( क+ख ), ૩ ( क+ख )

૧૨. $\frac{૧}{૭}(म+न)$, $\frac{૬}{૭}(म+न)$

૧૩. $\frac{૩}{૮}(च^{૨}-ज^{૨})$, $\frac{૫}{૮}(च^{૨}-ज^{૨})$

૧૪. $\frac{૧}{૨}(म-न)$, $\frac{૧}{૨}(म-न)$

૧૫. क+ख+ग, क−ख−ग

૧૬. ૨य+૩र+ल, −य−૨र+ल

૧૭. $त^{૨}+द^{૨}+ध^{૨}$, $द^{૨}-ध^{૨}-૩त^{૨}$.

## હિસાબ ૪ છ.

સાદું રૂપ આપો

૧. ૫क+ (૪क−૩क).

૨. ૭क−(क−૭क)

૩. −૯म+(म+૯म)

૪. (य+૨य+૩य)−(૪य−૨य−य)

૫. ૧૧न−(૭न−न−૨न)−૮न.

૬. ૪અ$^{२}$–क$^{२}$–(–क$^{२}$–૪અ$^{२}$)　　૭. ५प+(३य–૪ल)–(૭य–૩क्ष+र)

८. १०त–૭द–(३त+५द+२ध)–(ध+૯).

સરવાળો કરો.

૯. क+ख+ग, २क+३ख+૪ग, ३क+૪ख+५ग.

१०. क+ज–ल, ३क–२ज+२ल, –क+३ज–ल.

११. ૭ग$^{२}$+३म–न, ५ग$^{२}$–२म+२न, ग$^{२}$–म–न.

१२. चक–कख+खग, –चक+कख+खग, चक+कख–खग.

१३. म+ग$^{२}$+न$^{३}$, ૯म–૭ग$^{२}$+५न$^{३}$, –८म+ग$^{२}$–न$^{३}$.

## હિસાબ. ૪ જ.

१. क$^{२}$+ग$^{२}$+२कग<br>　　–ग$^{२}$–३कग<br>　　३क$^{३}$　+कग

२. त–३द+५ध<br>　　३त+५द–૭ध<br>　　–२त–द+३ध

३. क$^{३}$+ख$^{३}$+ग$^{३}$–९<br>　　३क$^{३}$　–३ग$^{३}$–३<br>　　३ख$^{३}$+ग$^{३}$+११

૪. ८क$^{३}$–ग$^{३}$<br>　　२ग$^{३}$+३च$^{३}$<br>　　३क$^{३}$　–२च$^{३}$

५. अ　–૭<br>　　ब–८<br>　　–अ–ब

૬. ૭क$^{३}$–૬क$^{२}$+५क–૪, ५क$^{२}$–૪क$^{३}$+३–૪क, ने ३क+૪क$^{२}$+५क$^{३}$.

૭. $\frac{१}{२}$(क$^{२}$+कग+ग$^{२}$), $\frac{१}{३}$(क$^{२}$–ग$^{२}$), $\frac{१}{४}$(ग$^{२}$–कग+क$^{२}$)

८. क$^{२}$+कख–૭, २क$^{२}$+३कख+३, –क$^{२}$–२कख+३.

૯. ५म$^{२}$–३मन+न$^{२}$, –२म$^{२}$+२मन–२न$^{२}$, म$^{२}$+मन+न$^{२}$

१०. १૯म$^{२}$–१૭मन+१५न$^{२}$, १૭म$^{२}$+१५मन–१३न$^{२}$, –૭न$^{२}$+૯मन–२१म$^{२}$

११. य$^{३}$+य+य$^{२}$+३, –५य$^{३}$–૭य$^{२}$+૪, ૪य$^{२}$+૬य$^{३}$+३–११य

१२. ૬+५क$^{२}$+क$^{४}$, २क$^{२}$–૭य+૭–३क$^{४}$, ૭क$^{४}$–५क$^{२}$+३

૧૩. $૭म^{૩}+૫म+૨$, $-૫म^{૨}+૩म^{૨}+૩$, $-૨म^{૨}-૫$

૧૪. $\frac{૧}{૭}(य^{૩}+ल^{૩}+र^{૩}-૩यलर)$, $\frac{૩}{૭}(य^{૩}+र^{૩}-यलर)$,

ને $\frac{૩}{૭}(ल^{૩}+य^{૩}-र^{૩}+૨यलर)$.

---

# પ્રકરણ ૫ મું.

---

## બાદબાકી.

સૂચક દાખલા—

૧. ૯માંથી ૫ બાદ કરો

૯−૫=૪ અથવા

$$\begin{array}{r} ૯ \\ -૫ \\ \hline ૪ \end{array}$$

૨. ૯માંથી −૫ બાદ કરો.

૯−(−૫) =૯+૫=૧૪ અથવા

$$\begin{array}{r} ૯ \\ -૫ \\ + \\ \hline ૧૪ \end{array}$$

**નિયમઃ**—જ્યારે એક રકમમાંથી બીજી બાદ કરવી હોય ત્યારે બીજીને પહેલી નીચે મુકીને પછી બીજી રકમનું ચિહ્ન બદલી સરવાળાની જેમ ગણત્રી કરવી.

### હિસાબ ૫ ક.

બાદ કરો.

| | | |
|---|---|---|
| ૧. ૭માંથી ૪ | ૨. ૪માંથી −૨ | ૩. ૫માંથી −૩ |
| ૪. ૪માંથી ૭ | ૫. −૬માંથી ૬ | ૬. −૭માંથી −૩ |

૭. ૩क માંથી ૨क.  ૮. ૪क માંથી ૩क.  ૯. ૫क માંથી −૩क.
૧૦. ૪क માંથી ૭क.  ૧૧. −૬કમાંથી૬क.  ૧૨. −૭कમાંથી−૩क.
૧૩. ૯म માંથી ૬म.  ૧૪. ૬म માંથી ૯म.  ૧૫. −૯म માંથી ૬म
૧૬. ૯મમાંથી−૬म.  ૧૭. −૯મમાંથી−૬म  ૧૮. क માંથી ૦.
૧૯. ૦ માંથી क.  ૨૦. −क માંથી ૦.  ૨૧. ૦ માંથી −क.
૨૨. च$^{2}$ માંથી ज$^{2}$.
૨૩. ૧૨માં શું ઉમેરીએ તો ૧૭ આવે?
૨૪. कમાં શું ઉમેરીએ તો ૩क આવે?
૨૫. −मમાં શું ઉમેરીએ તો म આવે?
૨૬. −૫मમાં શું ઉમેરીએ તો ૨म આવે?
૨૭. ૪कમાં શું ઉમેરીએ તો −૩क આવે?
૨૮. −૭चમાં શું ઉમેરીએ તો −૯च આવે?
૨૯. −૭चમાં શું ઉમેરીએ તો −૫च આવે?
૩૦. मમાં શું ઉમેરીએ તો ૦ આવે?
૩૧. −मમાં શું ઉમેરીએ તો ૦ આવે?
૩૨. ૧૨માંથી શું બાદ કરીએ તો ૫ આવે?
૩૩. ૧૨માંથી શું બાદ કરીએ ૧૩ આવે?
૩૪. ૩कમાંથી શું બાદ કરીએ ૨क આવે?
૩૫. ૩कમાંથી શું બાદ કરીએ તો ૪क આવે?
૩૬. −૩कમાંથી શું બાદ કરીએ ૨क આવે?
૩૭. −૩कમાંથી શું બાદ કરીએ તો ૩क આવે?
૩૮. −૩कમાંથી શું બાદ કરીએ તો ૪क આવે?
૩૯. −૩कમાંથી શું બાદ કરીએ તો −૨क આવે?
૪૦. −૩कમાંથી શું બાદ કરીએ તો −૩क આવે?
૪૧. −૪कમાંથી શું બાદ કરીએ તો −૫क આવે?

સૂચક દાખલા.

૧. ૩क−૪ग માંથી ૨क−૩ग બાદ કરો.

**પહેલી રીત.**

જવાબ = ( ૩क−૪ग )−( ૨क−૩ग )
= ૩क−૪ग−૨क+૩ग
= ૩क−૨क−૪ग+૩ग
= क−ग

**બીજી રીત.**

૩क−૪ग
૨क−૩ग
− +
क−ग જવાબ.

૨. ૯क+૭ग−૫च માંથી ૬क−૮ग+૧૦च બાદ કરો.

૯क+૭ग−૫च
૬क−૮ग+૧૦च
− + −
૩क+૧૫ग−૧૫च

૩. $૨च^{૫}-૩च^{૪}+च^{૩}+૧૧-૭च^{૨}+૫च$ માંથી
$૨च^{૩}+च^{૫}-૨च^{૪}-૧$ બાદ કરો.

આ રકમોને च ના અવરોહ ક્રમ પ્રમાણે ગોઠવ્યા બાદ બાદબાકી કરીએ તો

$૨च^{૫}-૩च^{૪}+च^{૩}-૭च^{૨}+૫च+૧૧$
$च^{૫}-૨च^{૪}+૨च^{૩}\quad -૧$
− + − +
$च^{૫}-च^{૪}-च^{૩}-૭च^{૨}+૫च+૧૦$

૪. $\frac{૭}{૯}$क−$\frac{૨}{૩}$ग માંથી $\frac{૫}{૯}$क+$\frac{૧}{૩}$ग બાદ કરો.

$\frac{૭}{૯}$क−$\frac{૨}{૩}$ग
$\frac{૫}{૯}$क+$\frac{૧}{૩}$ग
− −
$\frac{૨}{૯}$क−ग

## હિસાબ ૫ ખ.

બાદ કરો.

૧. ૩च+૪ज માંથી ૨च+૩ज
૨. ૫च+૭ज માંથી च−ज
૩. ૩च+૪ज માંથી ૨च−૩ज
૪. −च−ज માંથી −૨च−૨ज
૫. म+૨न માંથી ૨म+न
૬. य+૨ल માંથી ૨य
૭. त માંથી द−ध
૮. म−न માંથી −म+न
૯. ૨क+ख+ग માંથી क+૨ख+ग
૧૦. ૨૩अ+૨૧क માંથી ૧૯क+૨૩अ
૧૧. ૪ट+૩ठ+૨ड+ढ માંથી ૩ट−૩ठ−ड+ढ
૧૨. ૨क$^{૨}$+૩ख$^{૨}$−૪ग$^{૨}$ માંથી ૫ग$^{૨}$−૨ख$^{૨}$
૧૩. ૫म$^{૩}$−૭म$^{૨}$−૨म માંથી ૩−૫म$^{૨}$+૭म$^{૩}$
૧૪. −क$^{૩}$−૩क$^{૨}$ग+૩कग$^{૨}$ માંથી क$^{૩}$−૨कग$^{૨}$+૭
૧૫. $\frac{૩}{૪}$अ+$\frac{૧}{૨}$क માંથી $\frac{૫}{૮}$अ−$\frac{૧}{૨}$क
૧૬. $\frac{૨}{૩}$ट+$\frac{૨}{૫}$ड માંથી −$\frac{૧}{૩}$ट−$\frac{૨}{૫}$ड
૧૭. $\frac{૮}{૧૫}$म−$\frac{૧}{૩}$न માંથી $\frac{૮}{૧૫}$म+$\frac{૧}{૬}$न

## હિસાબ ૫ અ.

૧. ૩क+૨ख માંથી ૨क−ख બાદ કરો; ને બાદબાકી આવે તેમાં क+ख ઉમેરો.

૨. म+ग−૨न ને ૩म−૫ग+૭न ના સરવાળામાંથી म+ग+न બાદ કરો.

૩. શામાં क$^{૨}$−૨कख+ख$^{૨}$ ઉમેરીએ તો ૨क$^{૨}$−૩कख+ख$^{૨}$ આવે ?

૪. ૪क$^{૨}$−૫क+૧ માં શું ઉમેરીએ તો ૭क$^{૨}$+૭क+૭ આવે ?

૫. ट+૨ठ−૩ड માંથી શું બાદ કરીએ તો ट+ठ+ड આવે ?

૬. શામાંથી ૨क+૩ख+૪ग બાદ કરીએ તો क+ख+म આવે ?

---

# પ્રકરણ ૬ ઠું.

## કૌંસ (ચાલુ).

૧. એક કરતાં વધારે કૌંસ કોઈ રકમમાં હોય તો પહેલાં છેક અંદરનો કૌંસ છોડવો; પછી અનુક્રમે બહારના કૌંસ સુધી છોડવાનું કામ કરવું.

દાખલાઃ—

૧. ૭क−{૫क+(૩क−૪)} ને સાદું રૂપ આપો.

આપેલી રકમ = ૭क−{૫क+૩क−૪}

= ૭क−{૮क−૪}

= ७क–८क+४

= –क+४

૨. च–१२–{ –२–५(च–३)+३(२च+१) } ને સાદું રૂપ આપો.

આપેલી રકમ = च–१२–{ –२–५च+१५+६च+३ }

= च–१२–{ १६+च }

= च–१२–१६–च

= –२८

૩. १७ –[ १८–{ –१९क+२०–(क–३)– $\overline{\text{क}–५}$ }] ને સાદું રૂપ આપો.

આપેલી રકમ = १७–[ १८–{ –१९क+२०–क+३–क+५ }]

= १७–[ १८–{ –२१क+२८ }]

= १७–[ १८+२१क–२८ ]

= १७–[ –१०+२१क ]

= १७+१०–२१क = २७–२१क

## હિસાબ ૬ ક.

કંસ છોડી સાદું રૂપ આપો.

૧. क+ {૩क–(૨क–क)}

૨. ૨क+ {૪क–(૩क–क)}

૩. ૩क– {૭क+(૫क–क)}

૪. ૪क– {૬क+(૩क–૭क)}

૫. ૭क– {क–(–क+૨क)}

૬. ૮क+ {–क+૩क–(૫क–૩क)}

૭. ૯क– {–क+૨क–(૩क–૪क) + (૫क–क)}

૮. ૭म– {म–૩म+(૪म–૫म)–(૫म–૬म)–૧૦}

૯. ૧૧म+ {(म+૩म+૫म)–(૨म–૩म+૪म)}

૧૦. ૧૭+૩म– {(૧૧म+૬म–૭)–(૫म–૩म+૧)–૭}

૧૧. क– {–क–(–क–क)–(–क–क)}

૧૨. ૨૩–[૨૪–{–૨૫–(क–૭)–(क–૮)}]

૧૩. $૬\left[-૪\left\{-૩(-૨\text{क}+૫)\right\}\right]$

૧૪. $૩\text{ल}+૫\left[-૫\left\{-૫(\text{ल}-\text{क})-૩(૨\text{ल}-૩\text{क})-૭(\text{क}+\text{ल})\right\}-૫\right]-૫$

૨. અત્યાર સુધી આપણે કંસ છોડવાનું કામ શીખ્યા. હવે આથી ઉલટું કામ એટલે કંસ દાખલ કરવાનું શીખીએ.

પ્રકરણ ૩જામાં આપણે શીખી ગયા કે

$$\text{क}+(\text{ख}+\text{ग})=\text{क}+\text{ख}+\text{ग}$$
$$\text{क}+(\text{ख}-\text{ग})=\text{क}+\text{ख}-\text{ग}$$
$$\text{क}-(\text{ख}+\text{ग})=\text{क}-\text{ख}-\text{ग}$$
$$\text{क}-(\text{ख}-\text{ग})=\text{क}-\text{ख}+\text{ग}$$

આ પરિણામ ઉલટાવી લખીએ તો

$$\text{क}+\text{ख}+\text{ग}=\text{क}+(\text{ख}+\text{ग})$$
$$\text{क}+\text{ख}-\text{ग}=\text{क}+(\text{ख}-\text{ग})$$
$$\text{क}-\text{ख}-\text{ग}=\text{क}-(\text{ख}+\text{ग})$$
$$\text{क}-\text{ख}+\text{ग}=\text{क}-(\text{ख}-\text{ग})$$

**નિયમ:-** જો અમુક પદોને કંસમાં મુકી + ચિહ્ન કંસ બહાર મુકીએ તો અંદર આવતા પદોના ચિહ્ન જેમના તેમ રહે છે.

જો અમુક પદોને કંસમાં મુકી − ચિહ્ન કંસ બહાર મુકીએ તો અંદર આવતા પદોના ચિહ્ન બદલાય છે.

દાખલા.

૧. $\text{क}+\text{ख}+\text{ग}-\text{च}=\text{क}+(\text{ख}+\text{ग}-\text{च})$

અહીં છેલ્લા ત્રણ પદ કંસમાં મુકયા. કંસ બ્હાર + ચિહ્ન હોવાથી અંદરના ચિહ્નમાં કંઈ ફેર નથી.

૨. क–ख + ग–च = क–(ख–ग + च)

અહીં કંસ બહારનું ચિહ્ન – હોવાથી અંદરના ચિહ્ન બદલાયા.

૩. क–ख + ग–च + ज માં ૩ જુદી જુદી રીતે કંસ દાખલ કરો.

આપેલી રકમ = (क–ख + ग)–(च–ज)

અથવા (क–ख) + (ग–च + ज)

અથવા क–(ख–ग)–(च–ज)

## હિસાબ ૬ ખ.

બીજું ને ત્રીજું પદ કંસમાં મુકો, તથા કંસ બહાર – ચિહ્ન રાખો.

૧. क–ग–च    ૨. क–૩ग + ૨च    ૩. ૧૭–૨च–૩ज + क

– ચિહ્ન બહાર રાખી પહેલું ને બીજું પદ કંસમાં મુકો.

૪. –क + ग–च    ૫. –૭क–૫ग + ૩च    ૬. क + ૫ग–૯च

– ચિહ્ન બહાર રાખી, પહેલાં ત્રણ પદ કંસમાં મુકો

૭. ग–क + च–ल    ૮. –म + त–न–ल

૯. –अ–न–ल    ૧૦. ૭ + क÷૩ग + ૯च

નીચે આપેલી રકમોમાં ત્રણ જુદી જુદી રીતે કંસ દાખલ કરો

૧૧. क + ग + ल + म–न–ग

૧૨. क–૨ख + ૩ल–૪म + ૫न–૬ग

૧૩. ૧૩य–૧૨ल + ૧૧ग–૧૦म + ૯न–૭क



# પ્રકરણ ૭ મું.

---

## ગુણાકાર.

૧. જેમ ૭×૫ ને ૫×૭ નો અર્થ એકજ થાય છે, તેમ क×ग ને ग×क નો અર્થ પણ એકજ થાય છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે

कखग=कगख=खगक=खकग=गकख=गखक

દાખલા.

૧. ૭क×૫ख=૭×क×૫×ख=૩૫कख

૨. આપણે શીખી ગયા કે

$क^3=क×क×क$ ( ત્રણ વાર )

$क^2=क×क$ ( બે વાર )

$\therefore क^3×क^2=क×क×क×क×क$ ( ૩+૨એટલે ૫ વાર )

$=क^५$

અહીં ધ્યાન રાખવું કે ગુણાકારનો ઘાત ૫ તે અવયવોના ઘાત ( ૩ ને ૨ ) ના સરવાળા બરાબર છે.

૩. $क^७×क^3=क^{७+3}=क^{१०}$

૪. $3म^९×२म^५=६म^{९+५}=६म^{१४}$

૫. $१९त^3ल^२×५तल^२=१९×५×त^3×त×ल^२×ल^२$

$=९५त^४ल^४$

૬. $५क×६ख^3×७कख^२×८क^२खग^3$

$=૫×૬×૭×૮×क×क×क^{૨}×ख^{૩}×ख^{૨}×ख×ग^{૩}$

$=૧૬૮૦\ क^{૪}ख^{૬}ग^{૩}$

## હિસાબ ૭ ક.

ગુણો.

૫. ૫क×૩ ૨. ૩ख×૭ ૩. ૯×૭ग ૪. ૮क×૬ग

૫. ૨कग×૬कम ૬. ૫तन×૭मल ૭. ૫૧पठ×૩मट

સાબીત કરો કે.

૮. $क^{૨}×क^{૨}=क^{૪}$ ૯. $म^{૩}×म^{૩}=म^{૬}$ ૧૦. $त^{૪}×त^{૩}=त^{૭}$

૧૧. $क^{૪}×क^{૫}=क^{૯}$

ગુણો.

૧૨. $૨ज^{૨}×૩ज^{૩}$ ૧૩. $૭क^{૩}×૫क^{૩}$ ૧૪. ૧૧क×૯क

૧૫. $૭क^{૭}×૩क^{૩}$ ૧૬. $ग^{૬}×ग^{૬}$ ૧૭. $૯क^{૯}×૯क^{૯}$

૧૮. ૫कख×૭कख ૧૯. $૩य^{૨}ल^{૩}×૫यल^{૪}$ ૨૦. $૨क^{૩}खग×कखग^{૨}$

૨૧. $૧૧त^{૨}द^{૩}ध^{૪}×૩त^{૪}द^{૨}ध^{૩}$

નીચેની સંખ્યાનો ગુણાકાર કરો–

૨૨. च, ज, $त^{૨}$ ૨૩. ૨क, ૩ग, $૪य^{૨}$ ૨૪. $क^{૨}$, $૩क^{૫}$, $૫क^{૮}$

૨૫. $૬त^{૩}$, $૭त^{૨}$, $૮त^{૫}$ ૨૬. यर, ૩लर, ૪लय ૨૭. ૩कख, ૫खग, ૭गक

૨૮. $क^{૩}ख^{૩}ग^{૩}$, $૨क^{૨}ग^{૨}$, $ख^{૨}ग^{૨}$, ૨तद.

૨. આ પરિણામ લક્ષમાં લ્યો.

$૭ × ૫ = ૩૫ ;\ (-૭)×(-૫) = ૩૫$

$૭ ×(-૫) = -૩૫ ;\ (-૭)× ૫ = -૩૫.$

**નિયમઃ–** સમાન ચિહ્ન (બન્ને + યા બન્ને –) વાળી સંખ્યાનો ગુણાકાર + ચિહ્નવાળો થાય.

અસમાન ચિહ્નવાળી સંખ્યાનો ગુણાકાર – ચિહ્નવાળો થાય.

## હિસાબ ૭ ખ.

ગુણો.

૧. $૩\times૩$   ૨. $૪\times૫$   ૩. $(-૩)\times(-૩)$   ૪. $(-૪)\times(-૫)$
૫. $(-૫)\times૬$   ૬. $(-૬)\times(-૭)$   ૭. $-૯\times૭$   ૮. $૭\times(-૭)$
૯. $-૧૧\times૧૦$

કિંમત બોલો.

૧૦. $૨^{૨}$   ૧૧. $૨^{૩}$   ૧૨. $(-૨)^{૨}$   ૧૩. $(-૨)^{૩}$
૧૪. $(-૩)^{૪}$   ૧૫. $(-૨)^{૫}$   ૧૬. $(-૧)^{૮}$   ૧૭. $(-૧)^{૧૦}$
૧૮. $(-૧)^{૯}$   ૧૯. $(-૧)^{૧૧}$   ૨૦. $(-૩)^{૫}$   ૨૧. $(-૭)^{૩}$

દાખલા.

૧. $$૩क^{૩}ग\times(-૪क^{૨}ग^{૩}) = ૩\times(-૪)\times क^{૩}\times क^{૨}\times ग\times ग^{૩}$$
$$= -૧૨क^{૫}ग^{૪}$$

૨. $$૩मन^{૨}\times(-૭म^{૨}न^{૨})\times(-૧૧मन^{૩})$$
$$= ૩\times(-૭)\times(-૧૧)\, म\times म^{૨}\times म\times न^{૨}\times न^{૨}\times न^{૩}$$
$$= ૨૩૧म^{૪}न^{૭}$$

## હિસાબ ૭ ગ.

કિંમત બોલો.

૧. $૨क\times૩$   ૨. $૩क^{૨}\times(-૩)$   ૩. $૪ख\times(-૫)$   ૪. $૫ग\times(-૭ग)$

५. $६कख \times (-३ग)$ ६. $-च \times (-च)$ ७. $४ग^{२}च \times ८च^{२}ग$

८. $-म^{२}नत^{२} \times (-मन^{२}त)$ ९. $क \times (-क) \times (-क)$ १०. $क \times ३ख \times (-५न)$

જો $क = १$, $ख = -२$, $ग = ३$, $च = -४$ તો નીચે આપેલી રકમોની કિંમત શું?

११. $क^{२}ग^{२} - कख - खग + गच$

१२. $१ - कखग - खगच + गचक$

१३. $क^{३} + ख^{३} + ग^{३} - ३कखग$

१४. $\dfrac{कख + गच}{कग - खच}$

१५. $\dfrac{क^{३} + च^{३}}{क^{२} - कच + च^{२}}$

સૂચક દાખલા.

१. $क+३$ ને $क+४$ વડે ગુણો.

અહીં પ્રથમ તો ગુણ્ય નીચે ગુણક મુકવા. પછી ગુણકના પહેલા પદ વડે ગુણ્યને ગુણવા. એટલે $क+३$ ને $क$ વડે ગુણવા.

પછી ગુણકના બીજા પદ વડે ગુણ્યને ગુણવા. એટલે $क+३$ ને ૪ વડે ગુણવા.

પછી આ બે ગુણાકારનો સરવાળો કરવો.

## લખવાની રીત.

$$
\begin{array}{r}
क + ३ \\
\underline{क + ४} \\
क^{२} + ३क \qquad \\
\underline{+ ४क + १२} \\
क^{२} + ७क + १२
\end{array}
$$
જવાબ.

બીજી હારના ४क, ३कની નીચે મુકવાનું કારણ એ છે કે સરવાળાનું કામ સરળ થાય.

૨. ३क+२ख ને २क+३ख વડે ગુણો.

३क + २ख
२क + ३ख
६क$^{2}$ + ४कख
+ ९कख + ६ख$^{2}$
६क$^{2}$ + १३कख + ६ख$^{2}$ જવાબ.

૩. क$^{2}$ + ३कग + ४ग$^{2}$ ને −३क$^{2}$ + २कग−ग$^{2}$ વડે ગુણો.

क$^{2}$ + ३कग + ४ग$^{2}$
−३क$^{2}$ + २कग−ग$^{2}$
−३क$^{4}$−९क$^{3}$ग−१२क$^{2}$ग$^{2}$
+२क$^{3}$ग + ६क$^{2}$ग$^{2}$ + ८कग$^{3}$
−क$^{2}$ग$^{2}$−३कग$^{3}$−४ग$^{4}$
−३क$^{4}$−७क$^{3}$ग−७क$^{2}$ग$^{2}$ + ५कग$^{3}$−४ग$^{4}$ જવાબ.

## હિસાબ ૭ ઘ.

ગુણાકાર કરો.

| | | |
|---|---|---|
| १. क+५, ७ | २. ३+२ग, ८ | ३. ३क$^{2}$ + ७ग$^{2}$, ९ |
| ४. ५म$^{2}$−३न, ११ | ५. क+ख, ग | ६. २क−ग, ३क |
| ७. ४क, ७क−५ग | ८. क+ख+ग, क | ९. म+२न+३ल, ३न |
| १०. क+१, क+२ | ११. क+३, क+५ | १२. क+८, क+१० |
| १३. क−२, क−४ | १४. क−९, क−७ | १५. क+८, क−६ |
| १६. २क+३, क+५ | १७. क+४, ३क+५ | १८. क+ख, क−ख |
| १९. क+ख, क+ख | २०. क−ग, क−ग | २१. −क−ग, क+ग |
| २२. २म+३न, २म−३न | २३. कख + मन, कख−मन | |

૨૪. $૩क^2 - ૪ग^2$, $૪क^2 - ૫ग^2$ ૨૫. $૩क^2 + ૭ग^2$, $૪क^2 - ૯ग^2$

૨૬. $क^2 + क + ૧$, $क - ૧$. ૨૭. $क^2 - क + ૧$, $क + ૧$.

૨૮. $क^2 + ૨क + ૧$, $क + ૧$. ૨૯. $म^2 + ૪म + ૪$, $म - ૨$.

૩૦. $य^2 - यल + ल^2$, $य + ल$. ૩૧. $न^2 - ૨नल + ૪ल^2$, $न + ૨ल$.

૩૨. $૩च^2 + चज - ज^2$, $૨च + ૫ज$. ૩૩. $क^2 + ૨क + ૧$, $क^2 - ૨क + ૧$.

૩૪. $क^3 + ૩क^2ख + ૩कख + ख^3$, $क^2 + ૨कख + ख^2$.

૩૫. $क^3 - ૩क^2ख + ૩कख^2 + ख^3$, $क^2 - ૨कख + ख^2$.

૩૬. $૩ग^2 - क^2 + ૨कग$, $૨क^2 - ૬कग + ૭ग^2$.

(ગુણાકાર કરતાં પહેલાં ગુણ્ય ગુણક ક્રમ મુજબ ગોઠવવા.)

૩૭. $૩म^2 - ૩मन + ૫न^2$, $૬न^2 + ૫म^2 - ૨मन$.

---

# પ્રકરણ ૮ મું.

---

## ભાગાકાર.

૧. જેમ $\frac{૨૧}{૭} = \frac{૭\times૩}{૭} = ૩$

તેમ $\frac{चक}{क} = \frac{च\times क}{क} = च$

દાખલા.

૧. $૩क^2 \div ૩क = \frac{૩\times क\times क}{૩\times क} = क$

૨. $૬૯क^૭ \div ૨૩क^૫ = \frac{૬૯क\times क\times क\times क\times क\times क\times क}{૨૩क\times क\times क\times क\times क} = ૩क^2$

આ દાખલાપરથી એટલું શીખવાનું કે $क^{७}$ ને $क^{५}$ વડે ભાગ્યા એટલે $क^{२}$ $(क^{७-५})$ આવ્યા. ગુણાકારમાં ઘાતનો સરવાળો કરતા હતા તેને બદલે અહીં બાદબાકી કરવી.

$$३.\quad \frac{१११त^{३}द^{५}घ^{७}}{७४तद^{३}घ^{५}} = \frac{३त^{२}द^{२}घ^{२}}{२}$$

## હિસાબ ૮ ક.

ભાગો.

१. १०क ने क वडे  २. १०क ने २क वडे  ३. १०क ने ५क वडे
४. १२ग ने ३ग वडे  ५. १२ग ने ४ग वडे  ६. ५कच ने ५क वडे
७. ३९मन ने २३म वडे  ८. ५१तद ने ८५तद वडे  ९. २१तदध ने १४दध वडे
१०. $क^{६}$ ने $क^{३}$ वडे  ११. $५क^{२}म$ ने कम वडे  १२. $म^{३}न^{३}$ ने $मन^{२}$ वडे
१३. $य^{६}ल^{३}र^{४}$ ने $य^{३}लर^{३}$ वडे  १४. $१४४क^{२}ख^{४}ग^{१}$ ने $कख^{३}ग^{४}$ वडे,

૨. આ પરિણામ લક્ષ દઈ વાંચો:-

$$\frac{+क}{+ख} = +\frac{क}{ख} \quad ; \quad \frac{-क}{-ख} = +\frac{क}{ख}$$

$$\frac{+क}{-ख} = -\frac{क}{ख} \quad ; \quad \frac{-क}{+ख} = -\frac{क}{ख}$$

નિયમ:-ભાજ્ય ને ભાજક બન્નેનાં સમાન ચિહ્ન હોય તો ભાગાકાર + હોય: જો તેમનાં અસમાન ચિહ્ન હોય તો ભાગાકાર – હોય.

દાખલા–

$$१.\quad \frac{-७०क^{७}खग^{३}}{१०क^{४}ख} = -\ ७क^{७-४}ग^{३} = -७क^{३}ग^{३}.$$

૨. $\frac{-५क^{३}ख^{५}ग^{७}}{-१५कख^{२}ग^{३}} = +\frac{१}{३}क^{२}ख^{३}ग^{४}$

૩. $\frac{६८म^{८}न^{८}}{-१७मन^{७}} = -४म^{७}न$

## હિસાબ ૮ ખ.

કિંમત બોલો.

૧. $२०÷५$  ૨. $-२१÷७$  ૩. $२४÷(-८)$  ૪. $-२७÷(-९)$

૫. $क^{२}÷क$  ૬. $-क^{४}÷क^{२}$  ૭. $-क^{५}÷(-क^{२})$  ૮. $म^{६}÷(-म^{५})$

૯. $-११क^{५}÷२क$  ૧૦. $-म^{२}न^{४}÷(-म^{४}न^{२})$  ૧૧. $३य^{३}ल^{३}÷(-यल^{२})$

૧૨. $३६त^{३}दध^{२}÷(-२७त^{२}ध^{२})$  ૧૩. $५५टड^{३}ढ÷३३टड$

૩. જેમ $\frac{१२+३}{३} = \frac{१२}{३} + \frac{३}{३} = ४ + १ = ५$

તેમ $\frac{क+ख}{ग} = \frac{क}{ग} + \frac{ख}{ग}$

વળી $\frac{क-ख}{ग} = \frac{क}{ग} - \frac{ख}{ग}$

દાખલા.

૧. $२१क^{३}ख^{२}-१४क^{२}ख^{३}$ ને $७क^{२}ख^{२}$ વડે ભાગો.

ભાગાકાર $= \frac{२१क^{३}ख^{२}-१४क^{२}ख^{३}}{७क^{२}ख^{२}} = \frac{२१क^{३}ख^{२}}{७क^{२}ख^{२}} - \frac{१४क^{२}ख^{३}}{७क^{२}ख^{२}}$

$= ३क-२ख.$

## હિસાબ ૮ ગ.

કિંમત કાઢો:-

૧. $(३क+६ग)÷३$  ૨. $(५क-१५ख)÷५$  ૩. $(क^{३}+२क^{२})÷क^{२}$

૪. $(३क^{४}-९क^{३})÷३क^{३}$  ૫. $(क^{३}ख+ख^{३}क)÷कख$

૬. $(क^{૪}ख^{૨}-क^{૨}ख^{૪})\div क^{૨}ख^{૨}$   ૭. $(३म^{३}+६म^{२}न+९मन^{२})\div ३म$

૮. $(८य^{२}-१२य^{४}+२०य^{६})\div ४य^{२}$

દાખલા.

૧. $क^{२}+५क+६$ ને $क+२$ વડે ભાગો.

$$
\begin{array}{l}
क+२]\ क^{२}+५क+६\ [क+३ \\
\quad क^{२}+२क \\
\quad -\quad - \\
\hline
\quad\quad ३क+६ \\
\quad\quad ३क+६ \\
\quad\quad -\quad - \\
\hline
\quad\quad ०\quad ०
\end{array}
$$

પહેલાં અંકગણિતની જેમ ભાજ્ય ભાજક મુકવા. પછી ભાજકને ભાજ્યના પહેલાં પદ જોઈ ભાગાકારનું પહેલું પદ નક્કી કરવું. અહીં $क^{२}$ ને क વડે ભાગતાં क આવે. પછી क ને क+२ વડે ગુણતાં $क^{२}+२क$ આવે તેને ભાજ્યમાંથી બાદ કરવા. ઉપરની જેમ ભાગાકારનું બીજું પદ નક્કી કરવું. ३क ને क વડે ભાગતાં +૩ આવે.

૨. $८क^{३}-३६क^{२}+५४क-२७$ ને $२क-३$ વડે ભાગો.

$$
\begin{array}{l}
२क-३]\ ८क^{३}-३६क^{२}+५४क-२७\ [४क^{२}-१२क+९ \\
\quad\quad ८क^{३}-१२क^{२} \\
\quad\quad -\quad\quad + \\
\hline
\quad\quad -२४क^{२}+५४क \\
\quad\quad -२४क^{२}+३६क \\
\quad\quad +\quad\quad - \\
\hline
\quad\quad\quad १८क-२७ \\
\quad\quad\quad १८क-२७ \\
\quad\quad\quad -\quad + \\
\hline
\quad\quad\quad\quad ०\quad ०
\end{array}
$$

$४क^{२}-१२क+९$ જવાબ.

૩. क$^{२}$−ग$^{२}$ ને क+ग વડે ભાગો.

क+ग] क$^{२}$−ग$^{२}$ [क−ग

क$^{२}$+कग

− −

−कग−ग$^{२}$

−कग−ग$^{२}$

\+ +

० ०

क−ग

જવાબ.

૪.

१००+२४क$^{३}$−६७क$^{२}$−६०क+३क$^{४}$ ने ३क$^{२}$−१०−३क

વડે ભાગો.

[પહેલાં ભાજ્ય ભાજકને આરોહ યા અવરોહક્રમ પ્રમાણે ગોઠવવા. ત્યાર બાદ ભાગાકારનું કામ કરવું.]

३क$^{२}$−३क−१०] ३क$^{४}$+२४क$^{३}$−६७क$^{२}$−६०क+१०० [क$^{२}$+९क−१०

३क$^{४}$−३क$^{३}$−१०क$^{२}$

− + +

२७क$^{३}$−५७क$^{२}$−६०क

२७क$^{३}$−२७क$^{२}$−९०क

− + +

−३०क$^{२}$+३०क+१००

−३०क$^{२}$+३०क+१००

\+ − −

० ० ०

**તાળો મેળવવાની રીતઃ-** ભાગાકાર ખરો છે કે નહિં તે તપાસવા ભાગાકારને ભાજકનો ગુણાકાર કરવો; ને આ ગુણાકાર જો ભાજ્ય બરાબર આવે તો માનવું કે જવાબ ખરો.

બીજી રીત એ છે કે દાખલાંનાં અક્ષર માટે અમુક કિંમત મુકવાથી જો ભાજક ભાગાકારનો ગુણાકાર, ભાજ્ય બરાબર થાય તો જવાબ ખરો.

આ દાખલામાં क=૧ મુકીએ તો

$$\text{ભાજક} \times \text{ભાગાકાર} = (૩क^2-૩क-૧૦)(क^2+૯क-૧૦)$$
$$=(૩-૩-૧૦)(૧+૯-૧૦)$$
$$=-૧૦\times૦=૦$$
$$\text{ભાજ્ય} = ૩क^4+૨૪क^3-૬૭क^2-૬૦क+૧૦૦$$
$$=૩+૨૪-૬૭-૬૦+૧૦૦=૦$$

આ ઉપરથી આપણો જવાબ ખરો છે એમ કહી શકાય.

## હિસાબ ૮ ઘ.

ભાગો ને તાળો મેળવોઃ—

૧. $क^2+૪क+૩$ ને $क+૧$ વડે.
૨. $क^2+૧૦क+૨૧$ ને $क+૩$ વડે
૩. $क^2+૧૭क+૭૨$ ને $क+૯$ વડે
૪. $क^2-क-૭૨$ ને $क-૯$ વડે
૫. $क^2+૩૩क-૧૦૮$ ને $क+૩૬$ વડે
૬. $क^2-૧૪क+૪૯$ ને $क-૭$ વડે
૭. $क^2+૫૦क+૬૨૫$ ને $क+૨૫$ વડે
૮. $૬क^2+૮क+૨$ ને $૩क+૧$ વડે
૯. $૧૦क^2+૯क+૨$ ને $૫क+૨$ વડે
૧૦. $૪૯+૧૪क+क^2$ ને $૭+क$ વડે
૧૧. $૨૫क^2+૩૦क+૯$ ને $૫क+૩$ વડે
૧૨. $૨૭क^2-૩૬क+૧૨$ ને $૩क-૨$ વડે
૧૩. $-૨૧क^2-૨+૧૩क$ ને $-૩क+૧$ વડે
૧૪. $क^2-म^2$ ને $क-म$ વડે
૧૫. $म^2-न^2$ ને $म+न$ વડે
૧૬. $૧૬त^2-૯न^2$ ને $૪त-૩न$ વડે

१७. $८१-४९क^{२}$ ने $९+७क$ वडे    १८. $क^{२}+२कग+ग^{२}$ ने $क+ग$ वडे

१९. $४९क^{२}-१२१च^{२}$ ने $७क-११च$ वडे.

२०. $६म^{२}-१२न^{२}+मन$ ने $३म-४न$ वडे.

२१. $१२म^{२}-१६मन-३५न^{२}$ ने $२म-५न$ वडे.

२२. $३५क^{२}-३२कग-९९ग^{२}$ ने $७क+९ग$ वडे.

## હિસાબ ૮ ચ.

કિંમત કાઢો:-

१. $(क^{३}+३क^{२}+३क+१)\div(क+१)$    २. $(क^{३}-३क^{२}+३क-१)\div(क-१)$

३. $(क^{३}+६क^{२}+११क+६)\div(क+१)$    ४. $(क^{३}+९क^{२}+२६क+२४)\div(क+२)$

५. $(क^{३}-९क^{२}+२६क-२४)\div(क-२)$

६. $(क^{३}+८क^{२}+८क-२१)\div(क+३)$

७. $(६क^{३}+७क^{२}-९४क+१०५)\div(३क-७)$

८. $(१२क^{३}+८क^{२}-३क-२)\div(२क+१)$

९. $(क^{३}+६क^{२}+११क+६)\div(क^{२}+५क+६)$

१०. $(क^{३}+९क^{२}+२६क+२४)\div(क^{२}+७क+१२)$

११. $(५क^{३}-३०क^{२}-४०क+३५)\div(५क^{२}+५क-५)$

१२. $(क^{३}-२कग^{२}+ग^{३})\div(क^{२}+कग-ग^{२})$

१३. $(६क^{३}-५क^{२}ग+७कग^{२}-३ग^{३})\div(३क^{२}-कग+३ग^{२})$

१४. $(क^{४}+६क^{३}+९+१५क^{२}+१४क)\div(क^{२}+५क+९)$

१५. $(क^{४}+४ग^{४}-८क^{२}ग^{२})\div(क^{२}-२कग-२ग^{२})$

१६. $(४क^{२}-१२कग+९ग^{२}-१६च^{२})\div(२क-३ग+४च)$

१७. $(३क^{४}-१०+४क^{३}+१९क-६क^{२})\div(क^{२}+२-क)$.

१८. $(१७क^{५}+२८क^{३}-१९क^{४}-२८क^{२}-९+११क)\div(१७क^{२}-२क+९)$

१९. $(१७ग^{२}-२ग^{४}-९ग^{३}-१५-२ग+११ग^{५})\div(१५+११ग^{२}-१३ग)$

૨૦. $क+૩$ ને શાથી ગુણીએ તો $क^{૨}+૪क+૩$ આવે?

૨૧ ગુણાકાર $૩क^{૨}-૨૨क+૩૫$; ગુણ્ય $क-૫$ છે. તો ગુણક શું?

૨૨. $क^{૫}-ग^{૫}$ ને $क-ग$ વડે ભાગો.

૨૩. $क^{૫}+ग^{૫}$ ને $क+ग$ વડે ભાગો.

૨૪. $क^{૩}-\frac{૧૩}{૧૨}क^{૨}+\frac{૩}{૮}क-\frac{૧}{૨૪}$ ને $क-\frac{૧}{૪}$ વડે ભાગો.

૨૫. $क^{૫}+૧૧क-૧૨$ ને $क^{૨}-૨क+૩$ વડે ભાગો.

૨૬. $૯क^{૪}+૧૬ग^{૪}-૨૦क^{૨}ग^{૨}-૧૨क^{૩}ग+૧૬कग^{૩}$ ને $૩क^{૨}-૪ग^{૨}-૨कग$ વડે ભાગો.

૨૭. $क^{૪}-क^{૩}-૨-૩क^{૨}-૪क$ ને શાથી ભાગીએ તો $क^{૨}-૨क-૨$ આવે?

---

# પ્રકરણ ૯ મું.

---

## સાદાં યા એકવર્ણ સમીકરણ.

૧. એક કુટુંબમાં અમુક માણસ છે. તેમાં બે મહેમાન આવતાં એકંદર માણસ ૧૩ થયાં.

આજ બાબત ટુંકમાં આમ લખાય કે

$$क+૨=૧૩$$

અહીં માણસની અસલ સંખ્યા માટે क મુકયો. સહેજ તર્ક કરતાં માલમ પડે क ની કિંમત ૧૧ હોવી જોઈએ. આવા દાખલામાં क ને બદલે બીજો કોઈ પણ અક્ષર મુકી શકાય.

क+२=૧૩ જેવા લખાણને સમીકરણ કહે છે. क ની કિંમત ૧૧ ને આ સમીકરણનું બીજ કહે છે. કિંમત શોધી કાઢવાનું કાર્ય તેને સમીકરણ ઉકેલવું યા છોડવું કહે છે.

જ્યારે બે સમાન સંખ્યાનું સમાનપણું દર્શાવવા તે બે સંખ્યા વચ્ચે =( બરાબર ચિહ્ન ) મુકાય ત્યારે સમીકરણ બને છે.

દાખલા.

| | | |
|---|---|---|
| ૧. क+૩=૧૦ | ૨. क−૩=૧૦ | ૩. ૨क=૧૦ |
| જવાબ क=૭ | જવાબ क=૧૩ | જવાબ क=૫ |
| ∵ ૭+૩=૧૦ | ∵ ૧૩−૩=૧૦ | ∵ ૨×૫=૧૦ |

| | |
|---|---|
| ૪. $\frac{क}{२}$=૧૦ | ૫. ૨क+૫=૯ |
| જવાબ क=૨૦ | જવાબ क=૨ |
| ∵ $\frac{२०}{२}$ =૧૦ | ∵ ૨×૨+૫=૯ |

૨. આ બધાં સમીકરણ સાદાં અથવા એકવર્ણ કહેવાય છે; કારણ કે તેમાં બીજ ( અજાણી સંખ્યા ) એકજ છે ને તેનો ઘાત પણ એક છે.

ઉપલા દાખલાપરથી એટલું શીખી લેવું કે સાદાં સમીકરણમાં એકજ જવાબ હોય.

## હિસાબ ૯ ક.

૧. ૩માં અમુક સંખ્યા ઉમેરીએ તો ૮ આવે. તે સંખ્યા કઈ?
૨. અમુક સંખ્યામાં ૧ ઉમેરીએ તો ૭ આવે. તે સંખ્યા કઈ?

૩. કઈ સંખ્યામાં ૯ ઉમેર્યાથી ૧૨ આવે?

૪. અમુક સંખ્યા + ૧૩=૧૫. તો તે સંખ્યા કઈ?

क ની કિંમત કહો.

૫. क+૫=૭ ૬. क+૬=૯ ૭. क+૯=૧૩

૮. क+૧=૧૦૦ ૮. ૭+क=૯૭ ૧૦. क+૩૦=૫૦

૧૧. क+૧૯=૩૮ ૧૨. क+૧૭=૫૦ ૧૩. क+૩૯=૭૮

૧૪. क+૭૪=૧૧૧ ૧૫. ૫+क=૧૦૫ ૧૬. ૯૨+क=૧૯૨

૧૭. क+૧૨૧=૨૨૧ ૧૮. क+૧=૦

૧૯. અમુક સંખ્યામાંથી ૧ બાદ કરીએ તો ૭ આવે. તે સંખ્યા કઈ?

૨૦. કઈ સંખ્યામાંથી ૬ કમી કરીએ ૧૬ આવે?

૨૧. અમુક સંખ્યા −૧૩=૩૦. તો તે સંખ્યા કઈ?

क ની કિંમત કહો.

૨૨. क−૧=૩ ૨૩. क−૯=૧૨ ૨૪. क−૧૨=૧૮

૨૫. क−૯=૧૧ ૨૬. क−૯૩=૭ ૨૭. क−૧૧૧=૧

૨૮. ૧૧−क=૯ ૨૯. ૧૫−क=૧૨ ૩૦. क−૧=૦

## હિસાબ ૯ ખ.

૧. અમુક સંખ્યાને બેવડી કરીએ તો ૮ આવે. તે સંખ્યા કઈ?

૨. કઈ સંખ્યાને ત્રેવડી કરીએ તો ૯ આવે?

૩. કઈ સંખ્યાને પાંચ ગણી કરીએ તો ૧૫ આવે?

૪. કઈ સંખ્યાને ૧૧ વડે ગુણતાં ૭૭ આવે?

क ની કિંમત કહો.

૫. ૨क=૧૨. ૬. ૩क=૧૨. ૭. ૪क=૧૨. ૮. ૫क=૧૫.

૯. ૬क=૨૪. ૧૦. ૭क=૨૧. ૧૧. ૮क=૨૪. ૧૨. ૨क=૫.

૧૩. ૨क=૭. ૧૪. ૩क=૧. ૧૫. ૨क=½. ૧૬. ૧=૨क.

૧૭. ૨=૫क.

૧૮. અમુક સંખ્યાનું અર્ધ ૩ હોય તો તે સંખ્યા કઈ?

૧૯. કઈ સખ્યાનું અર્ધ ૭?

૨૦ કઈ સંખ્યાનો ત્રીજો ભાગ ૨?

૨૧. કઈ સંખ્યાનો પાંચમો ભાગ ૧?

૨૨. કઈ સંખ્યાને ૪ વડે ભાગીએ તો ૧ થાય?

क ની કિંમત કહો.

૨૩. $\frac{क}{૨}=૧$ ૨૪. $\frac{क}{૨}=૩$ ૨૫. $\frac{क}{૨}=૫$ ૨૬. $\frac{क}{૩}=૨$

૨૭. $\frac{क}{૩}=૩$ ૨૮. $\frac{क}{૪}=૨$ ૨૯. $\frac{क}{૫}=૬$ ૩૦. $૧=\frac{क}{૭}$

## હિસાબ ૯ ગ.

क ની કિંમત શી?

૧. ૨क+૧=૧૧ ૨. ૨क+૩=૧૭ ૩. ૨क+૫=૧૯

૪. ૨क−૧=૧ ૫. ૨क−૩=૫ ૬. ૫क−૭=૮

૭. $\frac{क}{૨}+૧=૩$ ૮. $\frac{क}{૫}+૨=૪$ ૯. $\frac{क}{૩}-૧=૧$

૧૦. $\frac{क}{૭}-૨=૦$

અત્યાર સુધી આપણે સમીકરણોનો ઉકેલ ધારણાથી કીધા. પણ માત્ર ધારણાથી કામ કરવું શાસ્ત્રીય ન કહેવાય. સમીકરણના ઉકેલમાં સામાન્ય રીતે નીચે આપેલા નિયમનો ઉપયોગ થાય છે.

૧: સમાન સંખ્યામાં સમાન ઉમેરાય તો સરવાળો સમાન થાય.

૨. સમાન સંખ્યામાંથી સમાન બાદ થાય તો બાદબાકી સમાન થાય.

૩. સમાન સંખ્યાને સમાન વડે ગુણાય તો ગુણાકાર સમાન થાય.

૪. સમાન સંખ્યાને સમાન વડે ભાગીએ તો ભાગાકાર સમાન થાય.

દાખલા.

૧. क−૧=૩

બન્ને બાજુમાં ૧ ઉમેરીએ તો [ શા માટે ? ]

क−૧+૧ = ૩ + ૧

क = ૪

૨. क + ૫ = ૭

બન્ને બાજુમાંથી ૫ બાદ કરીએ તો [ શા માટે ? ]

क + ૫−૫ = ૭−૫

∴ क = ૨

૩. $\frac{क}{૪}$ = ૨

બન્ને બાજુને ૪ વડે ગુણતાં [ શા માટે ? ]

૪×$\frac{क}{૪}$ = ૪×૨

∴ क = ૮

૪. ૭क = ૧૪

બન્ને બાજુને ૭ વડે ભાગતાં [ શા માટે ? ]

$\frac{૭क}{૭}$ = $\frac{૧૪}{૭}$

∴ क = ૨.

૫. ૫क−૭ = ૮........................

બન્ને બાજુમાં ૭ ઉમેરતાં [ શા માટે ? ]

૫क−૭+૭ = ૮+૭

∴ ५क = १५

૫ વડે ભાગતાં [ શા માટે ? ]

क = ૩

૬. ૩(क – ૩) – ૨(क – ૨) = ૪(क + ૧)

કૌંસ કાઢી નાંખીએ તો.

૩क – ૯ – ૨क + ૪ = ૪क + ૪

∴ क – ૫ = ૪क + ૪..................( ૧ )

બન્નેમાં – ૪क + ૫ ઉમેરીએ તો

क – ૪क = ૫ + ૪ ..................( ૨ )

∴ – ૩क = ૯

∴ क = – ૩

(૧) ને (૨) નો ખ્યાલ કરીએ તો ડાબી બાજુના – ૫, જમણી બાજુએ આવ્યા પણ ચિહ્ન + થયું. ને જમણી બાજુના ૪क, ડાબી બાજુએ – ૪क થયા. આ ઉપરથી એટલું શીખી લેવું કે સમીકરણના પદનું પક્ષાન્તર (બાજુ ફેર) કરવું હોય તો માત્ર ચિહ્ન બદલવું.

## હિસાબ ૯ ઘ.

નીચે આપેલાં સમીકરણ ઉકેલો.

૧. ૨क – ૫ = ૧ ૨. ૩क + ૭ = ૧૦ ૩. ૪क = क + ૬

૪. ૫क + ૬ = ૬क ૫. क – ૮ = ૨क ૬. क – ૭ = ૨क – ૯

૭. क + ૧ + ૩ = ૩क + ૨ ૮. ૧૧ – क + ૨क = ૧૨क

૯. ૧૩ – क + ૨क + ૩क = ૩क + ૨ + ૫क + ૭क

१०. ६१−३क−५क=४५ ११. २क+३+३क+४+५क+६ =क+५+३क+७+५क+९

१२. ७क−३−क+५+९क+११=४क+३क+५क+१+३+१८

१३. (३−क)−(२−क)+(१−क)=(क+३)+(५−४)−१०

१४. ३(क+५)−५(क+२) =(२+क)−(९−३क)

१५. २(क−६)+३(क−४)+४(क−२)=३१(८−क)

१६. ५(क−४)=(क+७)−(२क+१)−(३क−१०).

દાખલા.

१. $\frac{\text{क}}{\text{३}}-\frac{\text{क}}{\text{४}}=\frac{\text{१}}{\text{४}}$

આહીં છેદનો નિકાલ કરવા છેદના ( ૩, ૪, ૪ ) લઘુતમ ૧૨ વડે બન્ને બાજુને ગુણીએ તો

४क−३क=३

∴ क=३

२. $\frac{\text{३क+१}}{\text{११}}-\frac{\text{२क−३}}{\text{२}}=\frac{\text{क−१}}{\text{३}}-\frac{\text{२क−१}}{\text{२}}+\text{१}$

૬૬ વડે ગુણીએ તો

१८क+६−६६क+९९=२२क−२२−६६क+३३+६६

∴ −४८क+१०५ = −४४क+७७

∴ १०५−७७ = −४४क+४८क ( પક્ષાન્તર )

∴ २८ = ४क

∴ क = ७

३. [−२{ −३(क−४) }]= −[− {−३ (५क−७) }]−३

$$\therefore \left[-\text{૨}\left\{-\text{૩क}+\text{૧૨}\right\}\right]=-\left[-\left\{-\text{૧૫क}+\text{૨૧}\right\}\right]-\text{૩}$$

$$\therefore \left[\text{૬क}-\text{૨૪}\right]=-\text{૧૫क}+\text{૨૧}-\text{૩}$$

$$\therefore \text{૬क}+\text{૧૫क}=\text{૧૮}+\text{૨૪}$$

$$\therefore \text{૨૧क}=\text{૪૨}$$

$$\therefore \text{क}=\text{૨}$$

## હિસાબ ૯ ચ.

૧. $\text{क}+\frac{\text{क}}{\text{૨}}=\text{૩}$.  ૨. $\text{क}-\frac{\text{क}}{\text{૨}}=\text{૧}$.  ૩. $\text{क}-\frac{\text{क}}{\text{૩}}=\text{૪}$.

૪. $\text{क}+\frac{\text{क}}{\text{૩}}=\text{૪}$.  ૫. $\frac{\text{क}}{\text{૨}}+\frac{\text{क}}{\text{૩}}=\text{૫}$.  ૬. $\frac{\text{क}}{\text{૨}}-\frac{\text{क}}{\text{૩}}=\frac{\text{૧}}{\text{૨}}$.

૭. $\frac{\text{क}}{\text{૩}}-\frac{\text{क}}{\text{૪}}=\text{૨}$.  ૮. $\frac{\text{क}}{\text{૫}}+\frac{\text{क}}{\text{૬}}=\text{૨}\frac{\text{૨}}{\text{૫}}$.  ૯. $\frac{\text{क}}{\text{૫}}+\frac{\text{क}}{\text{૬}}=\frac{\text{૨क}}{\text{૩}}-\text{૯}$.

૧૦. $\frac{\text{૩क}}{\text{૪}}-\frac{\text{૨क}}{\text{૩}}-\frac{\text{क}}{\text{૨}}=\frac{\text{૫क}}{\text{૬}}-\text{૧૫}$.

૧૧. $\frac{\text{क}}{\text{૨}}+\frac{\text{૨क}}{\text{૩}}-\frac{\text{૩क}}{\text{૪}}=\frac{\text{૪क}}{\text{૩}}-\frac{\text{૩क}+\text{૨}}{\text{૪}}$

૧૨. $\frac{\text{क}+\text{૩}}{\text{૨}}+\frac{\text{क}+\text{૭}}{\text{૩}}-\frac{\text{૩क}+\text{૨}}{\text{૪}}+\text{૩}\frac{\text{૨}}{\text{૩}}$

૧૩. $\frac{\text{૨क}-\text{૫}}{\text{૨}}=\frac{\text{૩क}-\text{૮}}{\text{૧૦}}-\frac{\text{૫क}-\text{૩૨}}{\text{૫}}-\text{क}$

૧૪. $\left\{\frac{\text{क}}{\text{૨}}+\text{૨}(\text{क}+\text{૩})\right\}=\frac{\text{૧}}{\text{૨}}(\text{क}+\text{૫})$

૧૫. $\text{क}+\frac{\text{क}}{\text{૨}}+\frac{\text{क}}{\text{૪}}+\frac{\text{क}}{\text{૬}}=\text{क}-\frac{\text{क}}{\text{૩}}+\frac{\text{क}}{\text{૫}}-\frac{\text{क}}{\text{૭}}+\text{૮}\frac{\text{૭}}{\text{૨૦}}$

૧૬. $\frac{\text{क}}{\text{૨}}+\frac{\text{क}}{\text{૩}}+\frac{\text{क}}{\text{૪}}-\text{૧૨}=\frac{\text{क}}{\text{૧૨}}$

૧૭. $\frac{\text{क}}{\text{૬}}+\frac{\text{क}}{\text{૮}}=\frac{\text{क}}{\text{૨૪}}-\frac{\text{क}}{\text{૪}}+\text{૬}$

૧૮. $\text{क}-\frac{\text{क}}{\text{૧૦૦}}=\text{૯૯}$

# પ્રકરણ ૧૦ મું.

---

## ગુણાકાર, ભાગાકાર, કંસ.

દાખલા.

૧. $૩क-૪-૨क^{૨}+क^{૩}$ ને $૭क^{૩}+૨क૧+૫क^{૨}$ વડે ગુણો.

क ના અવરોહક્રમ મુજબ ગુણ્ય ગુણકને ગોઠવી, ગુણ્ય નીચે ગુણક મુકીએ તો

$$
\begin{array}{r}
क^{૩}-૨क^{૨}+૩क-૪ \\
૭क^{૩}+૫क^{૨}+૨क+૧ \\
\hline
૭क^{૬}-૧૪क^{૫}+૨૧क^{૪}-૨૮क^{૩} \\
+૫क^{૫}-૧૦क^{૪}+૧૫क^{૩}-૨૦क^{૨} \\
+૨क^{૪}-૪क^{૩}+૬क^{૨}-૮क \\
+क^{૩}-૨क^{૨}+૩क-૪ \\
\hline
૭क^{૬}-૯क^{૫}+૧૩क^{૪}-૧૬क^{૩}-૧૬क^{૨}-૫क-૪
\end{array}
$$

૨. $૪क^{૬}+क^{૫}+૩क^{૪}+૨क^{૩}-૨क^{૨}+क-૧$ ને $૪क^{૩}-૩क^{૨}+૨क-૧$ વડે ભાગો.

$४क^{३}-३क^{२}+२क-१ \,]\, ४क^{६}+क^{५}+३क^{४}+२क^{३}-२क^{२}+क-१ \,[\, क^{३}+क^{२}+क+१$

$४क^{६}-३क^{५}+२क^{४}-क^{३}$

$- \quad + \quad - \quad +$

$४क^{५}+क^{४}+३क^{३}-२क^{२}$

$४क^{५}-३क^{४}+२क^{३}-क^{२}$

$- \quad + \quad - \quad +$

$४क^{४}+क^{३}-क^{२}+क$

$४क^{४}-३क^{३}+२क^{२}-क$

$- \quad + \quad - \quad +$

$४क^{३}-३क^{२}+२क-१$

$४क^{३}-३क^{२}+२क-१$

$- \quad + \quad - \quad +$

$० \quad ० \quad ० \quad ०$

જવાબ $क^{३}+क^{२}+क+१$

३. $४क^{४}+३क^{३}ग+२क^{२}ग^{२}+कग^{३}-\frac{१}{२}ग^{४}$ ને $\frac{१}{३}क^{२}+\frac{१}{२}कग+ग^{२}$ વડે ભાગો.

$\frac{१}{३}क^{२}+\frac{१}{२}कग+ग^{२} \,]\, ४क^{४}+३क^{३}ग+२क^{२}ग^{२}+कग^{३}-\frac{१}{२}ग^{४} \,[\, १२क^{२}-९कग-\frac{३३}{२}ग^{२}$

$४क^{४}+६क^{३}ग+१२क^{२}ग^{२}$

$- \quad - \quad -$

$-३क^{३}ग-१०क^{२}ग^{२}+कग^{३}$

$-३क^{३}ग-\frac{९}{२}क^{२}ग^{२}-९कग^{३}$

$+ \quad + \quad +$

$-\frac{११}{२}क^{२}ग^{२}+१०कग^{३}-\frac{१}{२}ग^{४}$

$-\frac{११}{२}क^{२}ग^{२}-\frac{३३}{४}कग^{३}-\frac{३३}{२}ग^{४}$

$+ \quad + \quad +$

$\frac{७३}{४}कग^{३}+१६ग^{४}$

અહીં $१३क^{२}-९कग-\frac{३३}{२}ग^{२}$ ભાગાકાર, ને

$\frac{९३}{४}कग^{३}+१६ग^{४}$ શેષ.

આના પહેલાના દાખલામાં ભાગાકાર બરાબર આવી રહે તો. આ દાખલાની માફક કેટલીક વેળા શેષ વધે છે. જવાબમાં શેષ જુદા દર્શાવવો.

४. $७क-२\left[क-३\left\{२४क\ ५(२क-१)\right\}\right]$

$=७क-२\left[क-३\left\{२४क-१०क+५\right\}\right]$

$=७क-२\left[क-३\left\{१४क+५\right\}\right]$

$=७क-२\left[क-४२क-१५\right]$

$=७क-२\left[-४१क-१५\right]$

$=७क+८२क+३०$

$=८९क+३०.$

૫. $क+ग+च-\left[क-\left\{-(ग-च)+(च-२क)\right\}-(क-३ग)\right]$

$=क+ग+च-\left[क-\left\{-ग+च+च-२क\right\}-क+३ग\right]$

$=क+ग+च-\left[क-\left\{-ग+२च-२क\right\}-क+३ग\right]$

$=क+ग+च-\left[क+ग-२च+२क-क+३ग\right]$

$=क+ग+च-\left[२क-२च+४ग\right]$

$=क+ग+च-२क+२च-४ग$

$=-क-३ग+३च$

## હિસાબ ૧૦.

૧. $क^2+ख^2+ग^2-कख-खग-गक$ ને $क+ख+ग$ વડે ગુણો.

૨. $म^2+४त^2+४-२मत+४त+२म$ ને $म+२त-२$ વડે ગુણો.

૩. $क^2+४ख^2+९ग^2-२कख+६खग+३गक$ ને $क+२ख-३ग$ વડે ગુણો.

૪. $क^4+३क^3ग-३कग^3+ग^4$ ને $क^2-कग+३ग^2$ વડે ગુણો.

૫. $३क^3+४ख^3+५ग^3$ ને $क+ख+ग$ વડે ગુણો.

૬. $\frac{1}{2}क^2+\frac{1}{3}क+\frac{1}{4}$ ને $\frac{1}{3}क^2+\frac{1}{4}क-\frac{1}{5}$ વડે ગુણો.

૭. $\frac{क^2}{४}+\frac{ग^2}{९}+\frac{च^2}{१६}-\frac{कग}{६}+\frac{गच}{१२}+\frac{चक}{८}$ ને $\frac{क}{२}+\frac{ग}{३}-\frac{च}{४}$ વડે ગુણો.

૮. $क+ग$, $क-ग$, તથા $क^2+ग^2$ નો ગુણાકાર ?

૯. $क+ग-म$, $क-ग+म$, તથા $क-ग-म$ નો ગુણાકાર ?

૧૦. $क^4-क^2+१$, $क^2+क+१$, તથા $क^2-क+१$નો ગુણાકાર કરો.

૧૧. $क^2+ख^2+ग^2+च^2$ ને $क^2-ख^2+ग^2-च^2$ વડે ગુણો.

૧૨. $क^6+ख^6+ग^6+२क^3ख^3+२ख^3ग^3+२ग^3क^3$ ને $क^3+ख^3+ग^3$ વડે ભાગો.

૧૩. $म^8+म^4+१$ ને $म^2+म+१$ વડે ભાગો.

૧૪. $म^3+न^3+त^3-३मनत$ ને $म+न+त$ વડે ભાગો.

૧૫. $य^3-ल^3-र^3-३यलर$ ને $य-ल-र$ વડે ભાગો.

१६. $८+२७क^{३}+ख^{३}-१८कख$ ને $३क+ख+२$ વડે ભાગો.

१७. $८य^{३}-ल^{३}+२७र^{३}+१८यलर$ ને $४य^{२}+ल^{२}+९र^{२}+२यल+३लर-६रय$ વડે ભાગો.

१८. $\frac{८}{२७}य^{३}-\frac{१}{८}ल^{३}+र^{३}+यलर$ ને $\frac{२}{३}य-\frac{१}{२}ल+र$ વડે ભાગો.

१९. $२क^{५}-९क^{४}-२०क+७क^{३}+२४+१०क^{२}$ ने $(क-२)\,(क-३)$ વડે ભાગો.

२०. $\frac{क^{४}}{९}-\frac{क^{३}ग}{६}-\frac{१७}{२४०}क^{२}ग^{२}+\frac{कग^{३}}{१०}+\frac{ग^{४}}{२५}$ ને $\frac{क^{२}}{३}-\frac{कग}{४}-\frac{ग^{२}}{५}$ વડે ભાગો.

२१. $क^{४}+२क^{३}ग+२क^{२}ग^{२}+कग^{३}-२ग^{४}$ ને $क^{२}+कग+२ग^{२}$ વડે ભાગો.

નીચેના દાખલામાં ભાગાકાર તથા શેષ (હોય તો) કાઢો.

२२. $\left(क^{४}-९क^{३}+२०क^{२}-४८क+२८\right)\div\left\{(क-२)\,(क-३)\right\}$

२३. $\left(१६क^{५}+४क^{४}-४क^{३}+३क^{२}+क-२\right)\div\left\{(२क-१)\,(२क+१)\right\}$

२४. $\left(क^{६}+१४क^{३}ग^{३}-२ग^{६}\right)\div\left(क^{२}+२कग-ग^{२}\right)$

२५. $\left(क^{५}+११क^{३}+५४\right)\div\left(क^{२}-२क+३\right)$

२६. $\left(क^{४}+ग^{४}+च^{४}-२क^{२}ग^{२}-२ग^{२}च^{२}-२च^{२}क^{२}\right)\div\left(क^{२}-ग^{२}-च^{२}\right)$

२७. $\left\{क^{८}-(क+ग)\,(क-ग)\,(क^{२}+ग^{२})\,(क^{४}+ग^{४})-१\right\}\div\left(ग^{६}+ग^{४}+ग^{२}+१\right)$

२८. $\left(\frac{५}{४}क^{४}-गक^{३}+\frac{१}{६}ग^{२}क^{२}-\frac{३}{५}चक^{२}+\frac{२}{१५}गचक+\frac{१}{२५}च^{२}\right)$

$\div\left(\frac{३}{२}क^{२}-\frac{१}{३}गक-\frac{१}{५}च^{२}\right)$

કૌંસ છોડવી સાદું રૂપ આપો.

२९. $क-\left[-क-\left\{क-(-क)-क+ग\right\}-२ग\right]$

३०. $क-\left[२ग+\left\{३च-३क-(क+ग)\right\}+२क-(ग+३च)\right]$

३१. $५म-\left[८म-\left\{-३म-(-म-\overline{म-२म})\right\}\right]$

३२ $त-\left[४द-\left\{त+(३ध-२द)+२ध-(त-२द-ध)\right\}\right]$

---

## પ્રકરણ ૧૧ મું.

---

## સાદાં યા એકવર્ણ સમીકરણ ( ચાલુ ).

દાખલા. ( દશાંશનો ઉપયોગ ).

$·२क+·३(·३क-२)=·२(·३-१०क+·७)+३·७८$

$\therefore\ ·२क+·०९क-·६=·०६-२क+·१४+३·७८$

$\therefore\ ·२क+·०९क+२क=·०६+·१४+३·७८+·६$ (પક્ષાન્તર)

$\therefore\ २·२९क=४·५८$

$\therefore\ क=२$

## હિસાબ ૧૧ ક.

સમીકરણ ઉકેલો.

૧. $\cdot૧क + ૨\cdot૫ = \cdot૨क + ૧\cdot૫$  ૨. $\cdot૪क - \cdot૧ = \cdot૩क + \cdot૪$

૩. $(\cdot૩क + \cdot૪) - \cdot૬ = ૨\cdot૧ - (\cdot૪क - \cdot૫)$

૪. $\frac{\cdot૫क}{૨} + \frac{\cdot૩क}{૪} + \frac{\cdot૧क}{૬} = \frac{\cdot૫क}{૩} + \frac{\cdot૭क}{૪} - क + \cdot૨$

૫. $\frac{\cdot૭૫ - \cdot૫क}{૫} = ૨क$

૬. $\frac{क - \cdot૫}{૧\cdot૫} + \frac{૬ + ૭क}{૧૨} = \frac{૩क - ૨}{૪} + \frac{૫क - ૪}{૬}$

૭. $\cdot૫क - \cdot૨૫क = ૭ - \frac{\cdot૪क}{૧\cdot૨}$

૮. $\cdot૭૫क + \frac{\cdot૨क - \cdot૫}{\cdot૦૧} = ૨\cdot૨૫क + \frac{\cdot૫क - ૨}{\cdot૨}$

દાખલા.

૧. $(૫क - ૪)\ (૪क - ૩) - (૩क - ૨) = ૪(क - ૧)\ (૫क - ૪)$

ગુણાકાર કરી કૌંસ છોડી નાંખીએ તો

$$૨૦क^{૨} - ૧૬क - ૧૫क + ૧૨ - ૩क + ૨ = ૪(૫क^{૨} - ૫क - ૪क + ૪)$$

$$\therefore ૨૦क^{૨} - ૩૪क + ૧૪ = ૨૦क^{૨} - ૩૬क + ૧૬$$

$$\therefore ૨૦क^{૨}\ ૩૪क - ૨૦क^{૨} + ૩૬क = ૧૬ - ૧૪$$

$$\therefore ૨क = ૨$$

$$\therefore क = ૧$$

૨. $\frac{૫}{૮क} = \frac{૧૦}{૩}$

બન્ને બાજુને ૯ક વડે ગુણીએ તો

$$\frac{૫}{૯क} \times ૯क = \frac{૧૦}{૩} \times ૯क$$

$$૫ = ૩૦क$$

$$\therefore \quad क = \frac{૧}{૬}.$$

૩. $$\frac{क-૨}{૩} + \frac{क-૩}{૪} + \frac{क-૪}{૫} + \frac{क-૫}{૬} = \frac{૩}{૪}$$

૬૦ વડે ગુણતાં.

$$૨૦क - ૪૦ + ૧૫क - ૪૫ + ૧૨क - ૪૮ + ૧૦क - ૫૦ = ૪૫$$

$$\therefore \quad ૨૦क + ૧૫क + ૧૨क + ૧૦क = ૪૫ + ૪૦ + ૪૫ + ૪૮ + ૫૦$$

$$\therefore \quad ૫૭क = ૨૨૮$$

$$\therefore \quad क = ૪$$

## હિસાબ ૧૧ બ.

સમીકરણ ઉકેલો.

૧. $(क+૧)(क+૨) = क(क+૫)$.    ૨. $(क-૩)(क-૫) = क(क-૪)૧$.

૩. $क(क-૨) + ૧૭ = ૩ + क(क+૫)$.

૪. $(૩क-૪)(૨क-૫) - (क+૧)(૬क+૭) + ૫૯ = ૦$.

૫. $(૩क+૭)^{૨} + ૨૭ = ૯(क+૩)^{૨} - ૬૫$

૬. $(૪क-૩)(૫क+૪) + ૨૩ = (૧૦क+૧)(૨क+૩) - ૨૩$

૭. $૫(૨क+૧) - ૩(क-૧) + ૯ = ૭ + ૩(क+૧) - ૫(क-૫)$

૮. $क + ૨(क+૧) - ૩(क-૨) + ૪(क+૩) = ૫(क-૪)$

૯. $૩(क-૧)^{૨} - (क+૨)^{૨} = ૨(क-૫)^{૨} - ૨૧$.

૧૦. $(૪क-૩)(૨क+૧) = ૪(क-૩)(૨क-૫)$.

११. $\frac{क}{२} = \frac{३}{४}$ १३. $\frac{२क}{३} = \frac{४}{९}$ १३. $\frac{५क}{७} = \frac{१०}{२१}$

१४. $\frac{१}{२} = \frac{९}{१६क}$ १५. $\frac{म}{१५} = \frac{४}{५}$ १६. $\frac{११म}{१२} = \frac{१५}{१६}$

१७. $-क + \frac{क}{२} - \frac{क}{३} - \frac{क}{४} = ५ - \frac{क}{१२}$.

१८. $\frac{७-५क}{२} + \frac{३क-१}{४} = \frac{१-७क}{१२} + \frac{८क+५}{७}$

१९. $\frac{२क}{५} + \frac{क-२}{३} - \frac{क-१}{२} = १$

२०. $\frac{७-७क}{५} - \frac{३-३क}{६} = \frac{क-२}{२} + \frac{१}{२}$

२१. $\frac{९क+५}{१४} + \frac{८क-७}{७} = \frac{१८क+११}{२८} + \frac{१७\frac{१}{२}}{१४}$

२२. $\frac{७क+५}{३} - \frac{१२-३क}{२} = \frac{३क+१७}{२} - ५\frac{१}{२}$

२३. $\frac{२म-९}{२७} + \frac{म}{१८} + म = ८\frac{१}{३} + \frac{म-३}{४}$

२४. $\frac{क-८}{४} + \frac{क+४}{४} + \frac{२३-क}{५} = ७ - \frac{क-१}{७}$

# પ્રકરણ ૧૨ મું.

---

## સાદાં સમીકરણવાળા પ્રશ્નો.

દાખલા.

૧. બે સંખ્યાનો સરવાળો ૧૦ છે; તેમાંની એક क છે, તો બીજી સંખ્યા કઈ?

આ દાખલો કરતાં પહેલાં આપણે આના જેવો અંકગણિતનો દાખલો લઈએ: બે સંખ્યાનો સરવાળો ૧૦ છે; તેમાંની એક ૭ તો બીજી કઈ?

આનો જવાબ આપણે ૧૦ માંથી ૭ બાદ કરી મેળવીએ છીએ એટલે બીજી સંખ્યા ૩.

તેવીજ રીતે ઉપલા દાખલામાં બીજી સંખ્યા લાવવા માટે સરવાળા (૧૦) માંથી પહેલી સંખ્યા (क) બાદ કરીએ. તો જવાબ ૧૦—क.

૨. એક છોકરાની ઉમ્મર क વર્ષની છે. ૫ વર્ષ પહેલાં એની ઉંમર કેટલી હશે? પાંચ વર્ષ પછી કેટલી થશે?

૫ વર્ષ પહેલાં છોકરાની ઉંમર હાલ કરતાં ૫ વર્ષ ઓછી; એટલે क—૫ વર્ષ.

૫ વર્ષ પછી એની ઉંમરમાં ૫ વર્ષ વધે એટલે क+૫ વર્ષ થાય.

૩. એક ઘોડો કલાકના क ગાઉ દોડે છે તો ૭ કલાકમાં કેટલું દોડે? ૨૩ ગાઉ દોડતા કેટલો વખત લાગે?

| કલાક | | કલાક | | ગાઉ | | ગાઉ | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | : | ૭ | :: | क | : | ૭क | જવાબ. |
| ગાઉ | | ગાઉ | | કલાક | | કલાક | |
| क | : | ૨૩ | :: | ૧ | : | $\frac{૨૩}{क}$ | જવાબ. |

૪. એક સંખ્યાનો એકમનો આંકડો ૪, ને દશકનો આંકડો ૬ છે. તો તે સંખ્યા કઈ?

સહેજ વિચાર પછી આપણે કહી શકીએ કે આ સંખ્યા ૬૪ છે. ૬ દશકને સ્થાને, ને ૪ એકમને સ્થાને મુક્યા. ૬ ની સ્થાનિક કિંમત ૧૦, ને ૪ની સ્થાનિક કિંમત ૧. એટલે સંખ્યા ૬×૧૦+૪×૧=૬૦+૪=૬૪.

આ ઉપરથી એટલું શીખી લેવું કે દશકના આંકડાને દશે ગુણી તેમાં એકમના આંકડાને એકે ગુણી ઉમેરીએ તો જોઈતી સંખ્યા નીકળે.

૫. क એકમનો આંકડો, ને ૫ દશકનો આંકડો હોય તો સંખ્યા કઈ?

૫ દશકનો એટલે એને માટે ૫×૧૦
क એકમનો એટલે એને માટે क×૧
એટલે સંખ્યા ૫૦+क થઈ.

૬. क દશકનો આંકડો, ને ग એકમનો હોય તો સંખ્યા કઈ?

क દશકનો એટલે એને માટે क×૧૦
ग એકમનો એટલે એને માટે ग×૧
આ ઉપરથી સંખ્યા ૧૦क+ग થઈ.

આવીજ રીતે જો म સોનો આંકડો હોય, त દશકનો હોય, ને न એકમનો હોય તો સંખ્યા ૧૦૦ म+૧૦त+न થાય.

# હિસાબ ૧૨.

( દરેક દાખલાનો તાળો મેળવતા જવો. )

૧. ૧૦ થી ૨૫ કેટલા વધારે ?
૨. क થી ૨૫ કેટલા અધિક ?
૩. ग થી ૯ કેટલા જાસ્તિ ?
૪. ग થી क કેટલા વધારે ?
૫. કઈ સંખ્યા ૫ કરતાં ૩ જેટલી વધારે છે ?
૬. કઈ સંખ્યા क કરતાં ૩ જેટલી વધારે છે ?
૭. કઈ સંખ્યા क કરતાં ૪ જેટલી વધારે છે ?
૮. કઈ સંખ્યા क કરતાં ग જેટલી વધારે છે ?
૯. ૧૦૦ માંથી ૯૮ લઈએ તો શું રહે ?
૧૦. ૧૦૦ માંથી क લઈએ તો શું રહે ?
૧૧ क માંથી ૫ લઈએ તો શું રહે ?
૧૨. क માંથી ग લઈએ તો શું રહે ?
૧૩. ૧૩ માં શું ઉમેરીએ તો ૨૦ થાય ?
૧૪. क માં શું ઉમેરીએ તો ૨૦ થાય ?
૧૫. ૧૦ માં શું ઉમેરીએ તો क થાય ?
૧૬. क માં શું ઉમેરીએ તો ग થાય ?
૧૭. क માં શું ઉમેરીએ તો क થાય ?
૧૮. म માથી શું લઈએ તો ૫ રહે ?
૧૯. म માંથી શું લઈએ તો न રહે ?
૨૦. શામાંથી क લઈએ તો ग રહે ?
૨૧. ૧૨ નો એક ભાગ ૭, તો બીજો કયો ?
૨૨. ૧૨ નો એક ભાગ क, તો બીજો કયો ?
૨૩. क નો એક ભાગ ૫, તો બીજો કયો ?

૨૪. क નો એક ભાગ ग, તો બીજો કયો ?

૨૫. બે સંખ્યાની બાદબાકી ૧૭ છે; તેમાંની નાની સંખ્યા ૫ હોય તો મોટી કઈ?

૨૬. બે સંખ્યા વચ્ચેનું અંતર ૨૩ છે; તેમાંની નાની સંખ્યા क હોય તો મોટી કઈ?

૨૭. બે સંખ્યા વચ્ચે ૬ ફરક છે; તેમાંની મોટી સંખ્યા क છે તો નાની કઈ?

૨૮. બે સંખ્યા વચ્ચેનું અંતર अ છે; મોટી સંખ્યા क છે, તો નાની કેટલી ?

૨૯. બે સંખ્યા વચ્ચે त ફરક છે; નાની સંખ્યા न છે તો મોટી કેટલી ?

૩૦. ગુણાકાર ૨૫ છે; ગુણક ૫ છે; તો ગુણ્ય શું ?

૩૧. ગુણાકાર क, ને ગુણક ૪ હોય, તો ગુણ્ય શું ?

૩૨. ગુણાકાર म, ને ગુણ્ય क હોય, તો ગુણક શું ?

૩૩. એક શેર દૂધના ૨ આના તો क શેરનું શું ?

૩૪. એક મણ ખાંડના क રૂપીઆ, તો ૫ મણનું શું ? ૨૫ રૂપીઆની કેટલી ?

૩૫. રમણ હાલ क વર્ષનો છે; ૩ વર્ષ પછી એની ઉંમર કેટલી થશે? ૧૨ વર્ષ પછી કેટલી ? ग વર્ષ પછી કેટલી ?

૩૬. બાબુ ૧૪ વર્ષનો છે; ૧૩ વર્ષ પૂર્વે એની ઉંમર કેટલી હશે ? क વર્ષ પૂર્વે કેટલી? કેટલા વર્ષ પછી એ ग વર્ષનો થશે ? કેટલા વર્ષ પૂર્વે એ म વર્ષનો હશે ?

૩૭. મારી ઉંમર क વર્ષની છે; તો ग વર્ષ પછી મારી ઉંમર કેટલી થશે ? घ વર્ષ પહેલાં કેટલી હતી ?

૩૮. મનુ કલાકના ૪ ગાઉ દોડે છે; क કલાકમાં કેટલું દોડે ? ग ગાઉ દોડતાં કેટલા કલાક લાગે ?

૩૯. એક માણસ क કલાકમાં ग ગાઉ ચાલે છે; તો એની ઝડપ શોધી કાઢો.

૪૦. એકથી નવ સુધીની અનુક્રમ સંખ્યા બોલો તથા લખો. એમાંની એકી સંખ્યા કઈ? બેકી કઈ?

૪૧. ૨૨ મધ્યની સંખ્યા આવે એવી ત્રણ ક્રમિક સંખ્યા બોલો.

૪૨. कથી શરૂ થતી ત્રણ ક્રમિક સંખ્યા બોલો.

૪૩. क સૌથી નાની હોય એવી ચાર ક્રમિક સંખ્યા બોલો.

૪૪. क સૌથી મોટી હોય એવી ચાર ક્રમિક સંખ્યા બોલો.

૪૫. क વચલી સંખ્યા હોય એવી પાંચ ક્રમિક સંખ્યા લખો.

૪૬. ૮થી માંડીને ૨૦ સુધીની ક્રમિક બેકી સંખ્યા બોલો. દરેક સંખ્યાથી પડોશની સંખ્યા કેટલી વધારે યા ઓછી છે?

૪૭. ૯થી માંડીને ૨૧ સુધીની ક્રમિક એકી સંખ્યા બોલો. દરેક સંખ્યા, પડોશની સંખ્યા કરતાં કેટલી વધારે યા ઓછી છે?

૪૮. क એકી સંખ્યા માની, એની પછીની ચાર ક્રમિક એકી સંખ્યા બોલો.

૪૯. ग બેકી સંખ્યા માની, એની પછીની ચાર ક્રમિક બેકી સંખ્યા બોલો.

૫૦. कની અનેક પૂર્ણાંક કિંમત મુકી ૨क કેવી જાતની સંખ્યા થાય છે તે તપાસો; ૨क+૧ ને ૨क−૧ કેવી જાતની સંખ્યા થાય છે તે જુઓ.

૫૧. ૨म−૧ પછીની ક્રમિક સંખ્યા કઈ? તે કેવા પ્રકારની?

૫૨. ૨म+૧ પછીની ક્રમિક એકી સંખ્યા કઈ?

૫૩. એકમનો આંકડો ૫, ને દશકનો ૪ હોય તો સંખ્યા કઈ?

૫૪. જેનો એકમનો આંકડો ૫, ને દશકનો क હોય તે સંખ્યા કઈ?

૫૫. એકમનો આંકડો म, ને દશકનો न હોય તો તે સંખ્યા કઈ?

---

# પ્રકરણ ૧૩ મું.

---

## સાદાં સમીકરણવાળા પ્રશ્નો. ( ચાલુ )

અંકગણિતના ઘણા કઠણ પ્રશ્નો બીજગણિતની મદદથી સહેલાઇથી થઈ શકે છે. વિદ્યાર્થીએ રકમ બરાબર મનમાં ઠસાવવી. ત્યાર બાદ ધીમે ધીમે નીચે બતાવ્યા મુજબ કામ કરવું.

દાખલા.

૧. અમુક સંખ્યાને ૩ વડે ગુણી ૫ ઉમેરીએ તો ૫૩ આવે. તો તે સંખ્યા કઈ?

માનો કે માંગેલી સંખ્યા क છે.

कને ૩ વડે ગુણ્યા એટલે ૩क.

પછી ૫ ઉમેર્યા એટલે ૩क+૫. આની કિંમત ૫૩ આપેલી છે. એટલે

$$૩क+૫=૫૩$$

$$\therefore \quad ૩क=૫૩-૫=૪૮$$

$$\therefore \quad क=૧૬$$

એટલી માંગેલી સંખ્યા ૧૬.

૨. બે સંખ્યાનો સરવાળો ૨૨ છે; ને તે વચ્ચે ફરક ૮ છે; તો તે સંખ્યા કઈ?

નાની સંખ્યા क ધારીએ,

તો મોટી સંખ્યા क+૮ થાય. [$\because$ બે વચ્ચે ફરક ૮ છે]

સરવાળો=क+क+૮

ને આ સરવાળો ૨૨ આપેલો છે.

∴ ૨ક + ૮ = ૨૨

∴ ૨ક = ૧૪

∴ ક = ૭

તથા ક + ૮ = ૧૫.

એટલે માંગેલી સંખ્યા ૧૫ ને ૭.

૩. એક નિશાળનાં વિદ્યાર્થીનો $\frac{૬}{૭}$ ભાગ હિંદુ, $\frac{૧}{૧૦}$ ભાગ મુસલમાન છે; અને બાકીના ૧૫ પારસી છે. તો કુલ વિદ્યાર્થી કેટલા?

માનો કે નિશાળમાં ક વિદ્યાર્થી છે.

આપ્યા મુજબ,

$\frac{૬}{૭}$ક હિંદુ

$\frac{૧}{૧૦}$ક મુસલમાન

ને ૧૫ પારસી.

આ ત્રણે મળી કુલ સંખ્યા ક થાય.

∴ ક = $\frac{૬}{૭}$ક + $\frac{૧}{૧૦}$ક + ૧૫

∴ ક − $\frac{૬}{૭}$ક − $\frac{૧}{૧૦}$ક = ૧૫

∴ ૭૮ક − ૬૦ક − ૭ક = ૧૦૫૦

∴ ૩ક = ૧૦૫૦

∴ ક = ૩૫૦

જવાબ ૩૫૦ વિદ્યાર્થી.

૪. બે ક્રમિક એકી સંખ્યા શોધી કાઢો કે જેમાંની નાનીનો છઠ્ઠો ભાગ, મોટીના સાતમા ભાગ કરતાં ૩ જેટલો વધારે છે.

આ બે સંખ્યા ૨ક, ૨ક+૨ ધારીએ.

તો શરત મુજબ,

$$\frac{\text{૨ક}}{\text{૬}} = \frac{\text{૨ક+૨}}{\text{૭}} + \text{૩}$$

$$\therefore \quad \frac{\text{ક}}{\text{૩}} = \frac{\text{૨ક}}{\text{૭}} + \frac{\text{૨}}{\text{૭}} + \text{૩}$$

$$\therefore \quad \frac{\text{ક}}{\text{૩}} - \frac{\text{૨ક}}{\text{૭}} = \text{૩} + \frac{\text{૨}}{\text{૭}}$$

$$\therefore \quad \text{૭ક} - \text{૬ક} = \text{૬૩} + \text{૬}$$

$$\therefore \quad \text{ક} = \text{૬૯}$$

એટલે માગેલી સંખ્યા

૧૩૮ ને ૧૪૦.

## હિસાબ ૧૩ ક.

૧. બે સંખ્યાનો સરવાળો ૨૦ ને ફરક ૪ છે. તો તે સંખ્યા કઈ?

૨. ૮૧ ના એવા બે ખંડ પાડો કે મોટાનો પાંચમો ભાગ, નાનાના ચોથા ભાગની બરાબર થાય.

૩. એવી એક સંખ્યા શોધી કાઢો કે જેનો સાતમો ભાગ, ચોથા ભાગ કરતાં ૯ જેટલો ઓછો હોય.

૪. બે સંખ્યા વચ્ચે અંતર ૨ છે; મોટીને ૫ વડે ગુણીએ તો તે નાનીના સાત ગણા બરાબર થાય. તે સંખ્યા કઈ?

૫. બે સંખ્યાનો સરવાળો ૮૭ છે; તેમાંની એક સંખ્યા બીજી કરતાં ૨૩ વધારે છે; તો તે સંખ્યા કઈ?

૬. એક સંખ્યા જેટલી ૨૫ થી વધારે છે તેટલી ૫૧ થી ઓછી છે. તે સંખ્યા કઈ?

૭. બે સંખ્યાનો સરવાળો ૧૬ છે; તેમાંની મોટીના ૧૩ ગણામાંથી નાનીના નવ ગણા બાદ કરીએ તો ૫૪ રહે. તો તે સંખ્યા કઈ?

૮. કઈ સંખ્યાને ત્રણે ગુણીએ તો ગુણાકાર અસલ સંખ્યા કરતાં ૧૬ વધારે થાય?

૯. મનુ ને કનુ વચ્ચે રૂ. ૫૧ એવી રીતે વહેંચી આપો કે મનુના ભાગમાંથી ૫ બાદ કરીએ તો કનુના ભાગ કરતાં ૬ વધારે થાય.

૧૦. રૂ ૯૯ ગમનને સુમન વચ્ચે એવા રીતે વહેંચો કે ગમનના ભાગનો $\frac{૧}{૬}$, ને સુમનના ભાગનો $\frac{૧}{૫}$ સરખા થાય.

૧૧. રૂ. ૯૬ क, ख, ग ને च વચ્ચે એવી રીતે વિભાગો કે क ને ख કરતાં રૂ. ૨ વધારે, ख ને ग કરતાં રૂ. ૨ વધારે, ને ग ને च કરતાં રૂ. ૨ વધારે મળે.

૧૨. લલીતા પાસે અમુક રૂપીઆ છે. બળેવને દિવસે એના ભાઈએ એને રૂ. ૧૦ આપ્યા તો એને માલમ પડયું કે અસલ હતા તેના કરતાં ત્રણ ગણા રૂપીઆ થયા. તો અસલ એની પાસે રૂપીઆ કેટલા?

૧૩. એક છોડપર સોમવારે અમુક ફુલ હતાં; તેમાંથી ૧૨ ફુલ તોડી લીધાં. મંગળવારે ૧૫ ફુલ નવા ઉગ્યાં તો માલમ પડયું કે બધું મળી કુલ ફુલ મંગળવારે ૩૬ હતાં તો સોમવારે કેટલાં ફુલ હશે?

૧૪. એક કથરોટમાં અમુક લાડુ લઈ મગન પીરસવા ગયો. તેમાંથી ૨૫ પીરસી આવ્યા. બાકી રહેલામાં ૩૧ ઉમેર્યા તો થાળીમાં ૪૫ લાડુ થયા. તો પ્રથમ કેટલા હશે ?

૧૫. એક આંબાપરની કેરીનો $\frac{૧}{૪}$ ભાગ રખવાળને મળ્યો, $\frac{૧}{૨}$ ભાગ માલીકને મળ્યો, ને બાકી ૨ મણ કેરી રહી. તો આંબાપર કુલ કેરી કેટલી હશે ?

૧૬. એક પુલનાં થાંભલાનો $\frac{૧}{૫}$ ભાગ જમીનમાં, $\frac{૧}{૬}$ ભાગ પાણીમાં ને ૧૯ ફુટ બહાર છે. તો થાંભલાની કુલ લંબાઈ કેટલી ?

૧૭. એક નિશાળની ઉજાણીના ખરચનો $\frac{૧}{૧૦}$ ભાગ આચાર્ય તરફથી મળ્યો, $\frac{૧}{૬}$ ભાગ શિક્ષકોએ આપ્યો; ને બાકીના રૂ. ૮૮ વિદ્યાર્થીઓએ ઉઘરાવ્યા; તો કુલ ખર્ચ કેટલો ?

૧૮. મારા ખીસ્સામાં પૈસા હતા તેનો $\frac{૧}{૩}$ ભાગ શાક લેવામાં વાપર્યો, $\frac{૧}{૧૧}$ ભાગનું દૂધ લીધું; પછી ઘેર આવી જોયું તો ખીસ્સામાં પોણા પાંચ આના નીકળ્યા તો કેટલા પૈસા લઈ હું નીકળેલો, ને દૂધ શાક માટે શું શું ખરચ્યું.

૧૯. ચાર દીકરા વચ્ચે બાપે પોતાની પુંજી એવી રીતે વહેંચી આપી કે પહેલાને $\frac{૧}{૬}$ ભાગ, બીજાને $\frac{૧}{૫}$, ત્રીજાને $\frac{૧}{૪}$ ને ચોથાને $\frac{૧}{૪}$ ભાગ મળે. તથા બાકીના રૂ. ૧૦૦૦ ધર્માદા કીધા. તો કુલ પુંજી કેટલી ?

દાખલા.

૧. બે સંખ્યાનો સરવાળો ૭૦ છે. તેમાંની મોટીને નાની વડે ભાગીએ તો ભાગાકાર ૩ આવે ને શેષ ૨ વધે. તો તે સંખ્યા કઈ ?

મોટી સંખ્યા क ધારીએ.

તો નાની સંખ્યા ૭૦–क  [∵ એનો સરવાળો ૭૦ છે.]
વળી  ભાજ્ય = ભાજક × ભાગાકાર + શેષ.
રકમમાં આપ્યા મુજબ.

$$क = (७० - क) \times ३ + २$$

$$\therefore \quad क = २१० - ३क + २$$

$$\therefore \quad ४क = २१२$$

$$\therefore \quad क = ५३$$

ને ૭૦–क = ૧૭.

એટલે માંગેલી સંખ્ય ૫૩ ને ૧૭.

તાળો:–

એનો સરવાળો = ૫૩ + ૧૭ = ૭૦ (પહેલી શરત)

વળી ૫૩ ને ૧૭ વડે ભાગીએ તો ભાગાકાર ૩ આવે ને શેષ ૨ વધે એટલે બીજી શરત સંતોષાઈ.

એટલે જવાબ ખરો છે એમ ખાત્રી થાઈ.

૨. બે ક્રમિક એકી સંખ્યા એવી છે કે મોટીનો નવમો ભાગ, નાનીના તેરમા ભાગ કરતાં ૨ વધારે છે તો તે સંખ્યા કઈ?

નાની સંખ્યા  ૨क  ધારીએ
તો મોટી સંખ્યા ૨क+૨ થાય.

$$\text{મોટીનો નવમો ભાગ} = \frac{२क+२}{९}$$

$$\text{નાનીના તેરમો ભાગ} = \frac{२क}{१३}$$

પ્રશ્નમાં આપ્યા મુજબ.

$$\frac{२क+२}{९} - \frac{२क}{१३} = २$$

બ.ને બાજુને ૧૧૭ વડે ગુણીએ તો

૨૬ક + ૨૬–૧૮ક = ૨૩૪

∴ ૮ક = ૨૦૮

∴ ૨ક = ૫૨.

ને ૨ક+૨ = ૫૪.

જવાબ ૫૨ ને ૫૪

૩. એક માણસની ઉમ્મર એના દીકરા કરતાં સાડાત્રણ ગણી છે. ૫ વર્ષ પહેલાં બાપની ઉમ્મર દીકરા કરતાં ૭ ગણી હતી. તો હાલ તેમની ઉમ્મર કેટલી?

દીકરાની ઉમ્મર ૨ક વર્ષ ધારીએ

તો બાપની ઉમ્મર ૭ક વર્ષ હોય.

૫ વર્ષ પહેલાં બાપની ઉમ્મર = ૭ક–૫

૫ વર્ષ પહેલાં દીકરાની ઉમ્મર = ૨ક–૫.

પ્રશ્નમાં આપ્યા મુજબ.

૭ક–૫ = ૬ (૨ક–૫)

∴ ૭ક–૫ = ૧૨ક–૩૦

∴ ૨૫ = ૫ક

∴ ક = ૫

એટલે ૨ક = ૧૦, ને ૭ક = ૩૫.

બાપની ઉમ્મર ૩૫ વર્ષ, ને દીકરાની ૧૦ વર્ષ.

૪. એક માણસે ગાય ને ઘોડા ખરીદવામાં રૂ. ૧૬૫૦ ખરચ્યા. એક ગાયના રૂ. ૫૦ ને એક ઘોડાના રૂ. ૨૦૦ પડયા. જો એણે ૧૨ જાનવર ખરીદ્યા હોય તો ગાય કેટલી ને ઘોડા કેટલા?

क ગાય ખરીદી એમ ધારીએ

તો ઘોડા ૧૨–क હોવા જોઈએ.

क ગાયની કિંમત=૫૦क રૂ.

૧૨–क ઘોડાની કિંમત=૨૦૦ (૧૨–क) રૂ.

પ્રશ્નમાં આપ્યા મુજબ.

$$\text{૫૦क}+\text{૨૦૦}\ (\text{૧૨}-\text{क})=\text{૧૬૫૦}$$

$$\therefore\ \text{૫૦क}+\text{૨૪૦૦}-\text{૨૦૦क}=\text{૧૬૫૦}$$

$$\therefore\ -\text{૧૫૦क}=-\text{૭૫૦}$$

$$\therefore\ \text{क}=\text{૫}$$

ને $\text{૧૩}-\text{क}=\text{૭}$

જવાબ ૫ ગાય ને ૭ ઘોડા.

૫. એક કોથળીમાં આની ને બે આની મળી ૪૮ નંગ છે. તેમની કિંમત ગણીએ તો રૂા. ૫ થાય છે. તો આની કેટલી ને બે આની કેટલી?

ધારો કે क આની હોય

તો ૪૮–क બેઆની હોવી જોઇએ.

$$\text{क આની} = \frac{\text{क}}{\text{૧૬}}\ \text{રૂ.}$$

$$\text{૪૮}-\text{क બેઆની} = \frac{\text{૪૮}-\text{क}}{\text{૮}}\ \text{રૂ.}$$

આપ્યા મુજબ,

$$\frac{\text{क}}{\text{૧૬}}+\frac{\text{૪૮}-\text{क}}{\text{૮}}=\text{૫}$$

$$\therefore\ \text{क}+\text{૯૬}-\text{૨क}=\text{૮૦}$$

$$\therefore\ -\text{क}=-\text{૧૬}$$

$\therefore$ क = ૧૬  ને ૪૮-क = ૩૨.

જવાબ.  ૧૬ આની ને ૩૨ બેઆની.

૬. મુંબઈ ને અમદાવાદ વચ્ચે ૩૦૮ માઈલનું અંતર છે. એક ગાડી મુંબઈથી અમદાવાદ જવા ઉપડી, તેજ વખતે બીજી ગાડી અમદાવાદથી મુંબઈ જવા ઉપડી. પહેલી ગાડી કલાકના ૩૦ માઈલ લેખે ચાલે છે, ને બીજી કલાકના ૨૫ માઈલ ચલે છે. તો તેઓ કયારે ને કયાં મળશે?

ધારો કે તેઓ ઉપડયા પછી क કલાકે મળે.
क કલાકમાં પહેલી ગાડી ૩૦क માઈલ ચાલે.
क કલાકમાં બીજી ગાડી ૨૫क માઈલ ચાલે.
આ બે મળી મુંબઈથી અમદાવાદ વચ્ચેનું અંતર કપાયું.

$\therefore$ ૩૦क+૨૫क = ૩૦૮

$\therefore$ ૫૫क = ૩૦૮

$\therefore$ क = $\frac{૩૦૮}{૫૫}$ = ૫ કલાક ૩૬ મીનીટ.

વળી ૫$\frac{૩}{૫}$ કલાકમાં પહેલી ગાડી ૩૦×૫$\frac{૩}{૫}$ એટલે ૧૬૮ માઈલ ચાલેલી. તેથી મુંબઈથી ૧૬૮ માઈલને છેટે તે ગાડીઓ મળે.

જવાબ. ૧. ઉપડયા પછી ૫ કલાક ને ૩૬ મીનીટે
૨. મુંબઈથી ૧૬૮ માઈલ દૂર.

## હિસાબ ૧૩ ખ.

૧. કઈ બે ક્રમિક સંખ્યાનો સરવાળો ૩૫ થાય?

૨. બે સંખ્યાનો સરવાળો ૭૫ છે. મોટીને નાની વડે ભાગીએ તો ભાગાકાર ૫, ને શેષ ૯ વધે તો તે સંખ્યા કઈ?

૩. બે સંખ્યા વચ્ચે ફરક ૧૯ છે. નાની વડે મોટીને ભાગીએ તો ભાગાકાર ૪ આવે ને શેષ ૧ વધે. તો તે સંખ્યા કઈ?

૪. બે એવી ક્રમિક સંખ્યા શોધી કાઢો, જેમાંની મોટીનો ચોથો ભાગ, નાનીના પાંચમા ભાગ કરતાં ૧ વધારે હોય.

૫. એવી ત્રણ ક્રમિક બેકી સંખ્યા શોધી કાઢો કે જેમાંની નાનીનો દશમો ભાગ, વચલીનો એકવીસમો ભાગ, ને મોટીનો અગીઆરમો ભાગ મળી ૧૦ થાય.

૬. એવી બે ક્રમિક એકી સંખ્યા કઈ કે જેમાં મોટીનો નવમો ભાગ, નાનીના પાંચમાં ભાગ કરતાં ૨ કમી હોય?

૭. ત્રણ ક્રમિક સંખ્યા શોધી કાઢો કે જેમાં મોટીનો પાંચમો ભાગ, વચલીનો ચોથો ભાગ, ને નાનીનો ત્રીજો ભાગ મળી ૩ થાય.

૮. પાંચ વર્ષ પહેલાંની મારી ઉમ્મર, પાંચ વર્ષ પછીની મારી ઉમ્મર કરતાં અર્ધી થાય તો હાલ મારી ઉમ્મર કેટલી?

૯. બાપ દીકરાની ઉમ્મર ૩૭, ને ૧૨ વર્ષ છે. કેટલા વર્ષ પછી બાપની ઉમ્મર દીકરા કરતાં બેવડી થશે?

૧૦. ૧૦ વર્ષ પૂર્વે માની ઉમ્મર દીકરી કરતાં ત્રણ ગણી હતી; અત્યારે બેવડી છે; તો તેમની હાલ ઉમ્મર કેટલી?

૧૧. એક માણુસની ઉમ્મર ૩૭ વર્ષની છે; તેના બે દીકરાની ઉમ્મર અનુક્રમે ૧૦ ને ૫ છે. કેટલા વર્ષ પછી બાપની ઉમ્મર દીકરાઓની ઉમ્મરના સરવાળા બરાબર થશે?

૧૨. સુરેન્દ્રરાયની ઉંમરનો છઠ્ઠો ભાગ બચપણમાં ગયો, છઠ્ઠો ભાગ ભણવામાં ગયો, ત્રીજો ભાગ વેપારમાં ગયો, ને

છેવટના ૨૦ વર્ષથી શાંતિ ભોગવે છે. તો હાલ તેની ઉમ્મર કેટલી ?

૧૩. મનુએ કનુએ કહ્યું કે જે ઉમ્મરે તું ૨૫ વર્ષે પહોંચીશ તે ઉમ્મરે હું ૨૪ વર્ષે પહોંચીશ. તેમની ચાલુ ઉમ્મરનો સરવાળો ૨૭ વર્ષ હોય તો દરેકની હાલ ઉમ્મર કેટલી ?

૧૪. મેં ૧૮ વાર ખાદી લીધી; તેમાં બે જાત હતી, એક ૬ આને વારની, બીજી ૯ આને વારની. કુલ ખર્ચ રૂા. ૮-૧૦ આના થયો તો દરેક જાતની ખાદી કેટલા ?

૧૫. એક ગામમાં મહાસભાના અમુક સભ્યો નોંધાયા. ગટુએ $\frac{1}{3}$ ભાગના નોંધાવ્યા, મટુએ $\frac{1}{4}$ ભાગના નોંધાવ્યા, ને બાકીના ૨૫૫ ગનુએ નોંધાવ્યા. તો કુલ સભ્યો કેટલા નોંધાયા ?

૧૬. કબાટમાં ૩૩ સીકકા છે; થોડા અડધા છે ને બાકીના રૂપીઆ છે. તેમની કિંમત રૂ. ૨૫ છે તો અડધા કેટલા ને રૂપીઆ કેટલા ?

૧૭. એક કોથળીમાં જેટલા રૂપીઆ તેથી બેવડા અડધા ને ત્રેવડા પાવલાં હોય; ને આ સઘળાની કિંમત રૂ. ૧૫૧-૪ આના હોય તો પાવલાં કેટલાં ?

૧૮. એક ગૃહસ્થે ૩૮ ભીખારી વચ્ચે રૂ. ૩૬-૬ આના એવી રીતે વહેંચ્યા કે દરેક મરદને ૧૨ આના મળે ને દરેક સ્ત્રીને ૧૯ આના મળે. તો મરદ કેટલા ને સ્ત્રી કેટલી ?

૧૯. રૂ. ૫૨૫નું બીલ કેટલીક પાંચ રૂપીઆની નોટ ને તેથી બેવડી દશ રૂપીઆની નોટ આપી ચુકવ્યું. તો દરેક જાતની કેટલી નોટ ?

૨૦. એક ફંડમાં અડધા ગૃહસ્થો ૪ આના ભરે છે, ⅓ ભાગ ૬ આના ભરે છે, ને બાકીના ૮ આના ભરે છે. ફંડમાં કુલ રૂ. ૮૦ ભરાયા. તો કેટલા ગૃહસ્થોએ ફંડમાં ભર્યું હશે?

૨૧. અનાથાશ્રમની પેટીમાં ૨૯૫ જણાએ પૈસા નાંખ્યા. સ્ત્રીઓએ પૈસો પૈસો નાંખ્યો ને મરદોએ આની આની નાંખી. પેટીમાં શીલીક રૂ. ૧૩. ૭ આ. ૯ પાઈ થાય તો કેટલા મરદોએ ને કેટલી સ્ત્રીઓએ પૈસા નાંખેલા?

૨૨. સુરત અંકલેશ્વરથી ૩૦ માઇલ છેટું છે. એક સાઇકલ-વાળો સુરતથી અંકલેશ્વર જવા નીકળે છે તેજ વેળા બીજો અંકલેશ્વરથી સુરત જવા નીકળે છે. પહેલો કલાકના ૭ માઇલ, ને બીજો કલાકના ૮ માઇલ ચલાવે છે. તો તેઓ ક્યાં ને ક્યારે મળશે?

૨૩. મુંબઈથી સુરત ૧૬૮ માઈલ દૂર છે. મુંબઈથી એક ભારખાનું (કલાકના ૧૮ માઇલ કાપનારૂં) સુરત આવવા ઉપડે છે; તેજ વેળા સુરતથી પેસેન્જર ગાડી (કલાકના ૩૦ માઈલ કાપનારી) મુંબઈ આવવા ઉપડે છે. આ બે ગાડી ક્યારે ને ક્યાં ભેગી થશે?

૨૪. મારૂં વજન મગનના ચોથા ભાગથી ૫૭ રતલ વધારે છે. અમારા વજનનો સરવાળો ૨૭૨ રતલ થાય છે. તો મગનનું વજન કેટલું?

૨૫. ઘાસતેલના ડબ્બાની કિંમત (ડબ્બા સાથે) રૂ. ૪, ૧૧ આ પડે છે. ખાલી ડબ્બા કરતાં અંદરના ઘાસતેલની કિંમત સાડા છ ગણી હોય તો ખાલી ડબ્બાની કિંમત શી?

૨૬. એક સીધી લીટી ૩ ૧/૩ ઇંચ લાંબી છે; તેના એવા બે ભાગ પાડો કે પહેલા કરતાં બીજો ભાગ નવગણો થાય

૨૭. દરેક ખરા દાખલા માટે મને ૫ માર્ક મળે, ને દરેક ખોટા દાખલા માટે મારે ૬ માર્ક ખોવા પડે. ૧૨ દાખલા ગણ્યા પછી મારા કુલ માર્ક ૧૦ થયા. તો મારા દાખલા કેટલા ખરા ને કેટલા ખોટા?

૨૮. મેં એક મજુરને એવી શરતે રાખ્યો કે દરરોજ કામે આવે તે બદલ ૧૪ આના આપવા ને જેટલા દિવસ ગેરહાજર રહે તેટલા દિવસના દરરોજના ૬ આના લેખે દંડ આપવો. ૭૦ દિવસને અંતે એ મજુરને રૂ૦ ૧૭-૮ આ મળ્યા તો કેટલા દિવસ તે ગેરહાજર રહેલો?

૨૯. એક સરદારના લશ્કરનો ૩/૪ ભાગ યુદ્ધમાં જવા લાયક છે, ૧/૭ ભાગ ઇસ્પીતાલમાં છે; ને બાકીના ૩૦૦૦ સીપાઈ ગુમ થયા છે. તો કુલ લશ્કર કેટલું?

૩૦. ખર્ચ સરખે ભાગે વહેંચી લેવો એવી શરતથી ૫૦ આદમીનો સંઘ જાત્રા કરવા નીકળ્યો. ઘેર આવ્યા પછી ૫ જણ પોતાનો ફાળો ભરી શકયા નહિ તેથી બાકીના દરેકને રૂ. ૧૦ વધારે ભરવા પડયા. તો કુલ ખર્ચ કેટલું થએલું?

૩૧. ચીમન ને મગન પાસે મળી ૯૪ લખોટી છે. ચીમન દશ દશની ઢગલી કરે છે, ને મગન અગીઆર અગીઆરની ઢગલી કરે છે. કુલ ઢગલી ૯ થઈ. તો મગન પાસે કેટલી લખોટી હશે?

૩૨. સરખા વજનના ત્રણ ખાંડના કોથળા લેવામાં મેં રૂા. ૨૨૬ વાપર્યા. પહેલા કોથળામાંની ખાંડનો ભાવ મણે રૂા. ૯, બીજામાંની ખાંડનો ભાવ મણે રૂા. ૯–૮ આ., ને ત્રીજામાંનીનો રૂા. ૯–૧૨ આના હોય તો દરેક જાતની કેટલી ખાંડ લીધી ?

૩૩. એક ૨૫૦૦ ગેલનવાળી ટાંકીને ત્રણ નળ છે; પહેલો નળ દર મીનીટે ૭ ગેલન આપે છે, બીજો દર મીનીટે ૮ ગેલન આપે છે, ને ત્રીજો દર મીનીટે ૧૦ ગેલન આપે છે. તો ત્રણે નળ વડે ટાંકી ભરતાં કેટલો વખત લાગે ?

૩૪. એક નળ એક ટાંકી ૨ કલાકમાં ભરે, બીજો નળ તે ટાંકી ૧$\frac{૧}{૩}$ કલાકમાં ભરે, ને ત્રીજો નળ તે ટાંકી ૧$\frac{૧}{૪}$ કલાકમાં ખાલી કરે છે. ત્રણે નળ ખુલ્લા મુકીએ તો ટાંકી ભરાતાં કેટલો વખત લાગે ?

૩૫. એક તળાવની ઉંડાઈ ઉત્તર નાકે છે તે કરતા દક્ષિણ નાકે બેવડી છે. ૩૫ ઇંચ (ઉંડાઈ) પાણી ઉતરી ગયા પછી દક્ષિણ નાકાની ઉંડાઈ ઉત્તર કરતાં ત્રેવડી થાય તો અસલ ઉંડાઈ કેટલી ?

૩૬. એક શહેરમાં ટપાલના કાગળ સવાર, બપોર, ને સાંજ એમ ત્રણ વખત વહેંચાય છે. મને સવારમાં કાગળ મળે છે તેના કરતાં બપોરે દોઢા, ને બપોર કરતાં સાંજે અઢી ગણા મળે છે. અને બધા મળી આખા દિવસમાં ૨૫ કાગળ મળે તો દરેક વેળા કેટલા મળ્યા હશે ?

૩૭. એક પુસ્તકાલયમાંના $\frac{૪}{૫}$ પુસ્તકો ફરતાં છે. આમાંના અર્ધા વાર્તાના છે, પાંચમા ભાગના ઇતિહાસિક છે, ને બાકીના ૩૩૬ પરચુરણ છે. તો પુસ્તકાલયમાં કુલ પુસ્તક કેટલાં ?

૩૮. મારા ડાબા હાથમાં જમણાં હાથ કરતાં અર્ધા સોપારી છે. જો ડાબા હાથમાંથી બે સોપારી લઈ જમણાંમાં નાંખુ તો ડાબા કરતાં જમણા હાથમાં ત્રણ ગણા થાય. તો દરેક હાથમાં કેટલા સોપારી હશે ?

---

## પ્રકરણ ૧૪ મું.

---

## અનેકવર્ણ યા જોડ સમીકરણ.

દાખલા.

૧. બે સંખ્યા એવી શોધી કાઢો કે જેનો સરવાળો ૭ ને જેમની વચ્ચેનો ફરક ૧ હોય.

જેનો સરવાળો ૭ હોય એવી બે સંખ્યા અનેક રીતે આવી શકે: જેવી કે (૧) ૭, ૦, (૨) ૬, ૧. (૩) ૫, ૨. (૪) ૪, ૩.

જેમની વચ્ચેનો ફરક ૧ હોય એવી બે સંખ્યા પણ અનેક રીતે આવી શકે: જેવી કે (૧) ૨, ૧. (૨) ૩, ૨. (૩) ૪, ૩. (૪) ૫, ૪ આદિ.

દાખલામાં આપેલી બન્ને શરત સંતોષે એવી જોડી એકજ છે ને તે ૪ ને ૩.

આ દાખલો બીજ ગણિતની ટુંક ભાષામાં આમ લખાય :

$$क + ग = ७ \text{...........} (१)$$

$$क - ग = १ \text{...........} (२)$$

આપેલી બે શરતો બે સમીકરણ રૂપે લખી. હવે આ સમીકરણ કેવા રીતે ઉકેલવા તે જુઓ.

આ બન્નેનો સરવાળો કરીએ તો.

२क=૮

∴ क=૪

પહેલા યા બીજા સમીકરણમાં क=૪ મુકવાથી ग=૩ આવશે.

એટલે માંગેલી સંખ્યા ૪ ને ૩.

**તાળો:-**

સરવાળો=૪+૩=૭

ફરક =૪−૩=૧

∴ આપણો જવાબ ખરો.

આવાં સમીકરણને અનેક વર્ણ યા જોડ સમીકરણ કહે છે. એટલી વાત લક્ષમાં રાખવી કે સમીકરણમાં બે અક્ષર હોય તો એ સમીકરણ જોડએજ.

૧. ૪क+૫ग = ૧૩.................(૧)

૩क—૫ग = ૧..................(૨)

અહીં આપણે क ને ग ની એવી કિંમત શોધી કાઢવી કે જે બન્ને સમીકરણોને સંતોષે.

બન્ને સમીકરણમાં ૫ग આવે છે એટલે (૧) ને (૨) નો સરવાળો કર્યાંથી ग નીકળી જશે ને સાદુ સમીકરણ નીપજશે.

(૧) ને (૨)નો સરવાળો કરીએ તો

૭क=૧૪

क= ૨

હવે ग ની કિંમત કાઢવા સારૂ क ની કિંમત ૧ લા અથવા ૨ જા સમીકરણમાં મુકવી. ૧ લામાં મુકીએ તો

૮ + ૫ग = ૧૩

∴ ૫ग = ૧૩ − ૮

∴ ૫ग = ૫

∴ ग = ૧.

જવાબ. क = ૨; ग = ૧.

૩. ૪क + ૫ग = ૫૫............(૧)

૮क − ૩ग = ૧૯............(૨)

અહીં સરવાળો યા બાદબાકી કર્યાથી વળે એવું નથી. પણ ૧ લાને ૨ વડે ગુણીએ ને પછી બાદબાકી કરીએ તો क નીકળી જાય.

૧ લાને ૨ વડે ગુણીએ તો

૮क+૧૦ग = ૧૧૦

ને ૮क − ૩ग = ૧૯

બાદબાકી કર્યાથી ૧૩ग = ૯૧

∴ ग = ૭

૧ લામાં ग = ૭ મુકવાથી,

૪क + ૩૫ = ૫૫

∴ ૪क = ૫૫ − ૩૫ = ૨૦

∴ क = ૫.

જવાબ. क = ૫, ग = ૭.

૪. ૩क − ૪ग = ૧..............(૧)

૪क − ૫ग = ૨..............(૨)

અહીં कને ઉડાવવા ૧ લાને ૪ વડે ને ૨ જાને ૩ વડે ગુણી બાદબાકી કરવી પડશે. એટલે

$$१२क-१६ग=४ \ldots\ldots\ldots\ldots\ldots(१)$$

$$\text{ને } १२क-१५ग=६ \ldots\ldots\ldots\ldots\ldots(२)$$

બાદબાકી કર્યાથી,

$$-ग=-२$$

$$\therefore \quad ग=२$$

આ ૧ લામાં મુકવાથી,

$$\therefore \quad ३क-८=१$$

$$\therefore \quad ३क=९$$

$$\therefore \quad क=३.$$

જવાબ. $क=३,\ ग=२.$

૫. $$१६ग-२=१५क$$

$$२०ग=११क+\frac{२३}{३}$$

અક્ષરો એક બાજુએ લઈએ તો,

$$१५क-१६ग=-२ \ldots\ldots\ldots\ldots\ldots(१)$$

$$११क-२०ग=-\frac{२३}{३} \ldots\ldots\ldots\ldots\ldots(२)$$

આપણી મુરાદ क યા ग ઉડાવવાની છે. એમાંનું સહેલું શું છે તે જોવું. क ઉડાવવા માટે ૧ લા ને ૧૧ વડે ને ૨ જા ને ૧૫ વડે ગુણવા પડે. ग ને ઉડાવવા ૧ લા ને ૫ વડે ને ૨ જા ને ૪ વડે ગુણવા પડે. પાછલો રસ્તો સહેલો લાગે છે. તો

$$७५क-८०ग=-१० \ldots\ldots\ldots\ldots\ldots(१)$$

$$\text{ને } ४४क-८०ग=-\frac{९२}{३} \ldots\ldots\ldots\ldots\ldots(२)$$

આદબાકી કરીએ તો

$$३१क = \frac{६२}{३}$$
$$\therefore \quad क = \frac{२}{३}$$

१ લામાં આ મુકીએ તો,

$$१५ \times \frac{२}{३} - १६ग = -२$$
$$\therefore \quad -१६ग = -१२$$
$$\therefore \quad ग = \frac{३}{४}.$$

જવાબ. $क = \frac{२}{३}$, $ग = \frac{३}{४}$.

## હિસાબ ૧૪.

નીચે આપેલાં જોડ સમીકરણ ઉકેલો, તથા તાળો મેળવો.

| | | |
|---|---|---|
| १. क+ग=५<br>क−ग=१ | २. क+ग=७<br>क−ग=३ | ३. २क+ग=७<br>क−ग=२. |
| ४. २क + ग=८<br>क−२ग=२ | ५. ३क+२ग=१६<br>३क−२ग= ८ | ६. ५क+६ग=३७<br>४क−६ग= ८. |
| ७. क+३ग=५<br>क − ग=१ | ८. ३क+ग=४<br>३क−२ग=१ | ९. ४क+३ग=१७<br>२क − ग=१. |
| १०. ५क−२ग=२२<br>४क−५ग=४ | ११. ७क−८ग=१<br>४क−१ =३ग | १२. ८क−९ग=७<br>३क+४ग=१०. |
| १३. २क−३ग=० <br>३क+४ग=१७ | १४. ५क=४ग−१<br>३क=२ग+१ | १५. क+१७ग−५२=२<br>३क − २ग+ ३ =६. |
| १६. ६क=२+८ग<br>५क−४=६ग+१ | १७. ४म=७+९न<br>१=३न+७म | १८. ३त−न=२३<br>त+१९−३न=०. |

| | | |
|---|---|---|
| १९. ३क=४ग | २०. २क+३ग=२ | २१. ५क+७ग=२ |
| क−२ग=−२ | ५क−६ग=$\frac{१}{२}$ | १४क−१०ग=०. |
| २२. १४क−३ग=१ | २३. क−१=२ग | २४ ५ग−६क=−१ |
| ११क+२ग−४०=० | ग+८=२क | ९क−३ग= ६. |

---

# પ્રકરણ ૧૫ મું.

---

## કેટલાક ઉપયોગી ગુણાકાર.

१ (क+म) (क+न) = क(क+न)+म(क+न)

= क$^{२}$+क(म+न)+मन

આમાં म ને न ની અનેક કિંમત મુકી શકાય. દાખલા તરીખે

(क+१) (क+२) = क$^{२}$+(१+२)क+१×२

= क$^{२}$+३क+२

(क−१) (क−२) = क$^{२}$+(−१−२)क+(−१) (−२)=क$^{२}$−३क+२

(क−१) (क+२) = क$^{२}$+(−१+२)क+(−१) (२)=क$^{२}$+क−२

(क+१) (क−२) = क$^{२}$+(१−२)क+(१) (−२)=क$^{२}$−क−२.

વચમાંનું પદ અભ્યાસ થઈ ગયા બાદ, લખવાની જરૂર નથી. એકદમ ગુણાકાર લખી દેવો. આટલી વાત ધ્યાનમાં રાખવી કે ગુણાકારનું ૧ લું પદ, ગુણ્ય ગુણકના ૧ લા પદનો ગુણાકાર; વચલું પદ क, ને તેના ગુણ માટે ગુણ્ય ગુણકના બીજા પદોનો સરવાળો; છેલ્લું પદ છેલ્લાં પદોનો ગુણાકાર.

૨. $(तक+द)(धक+म)$

$$= तक(धक+म)+द(धक+म)$$
$$= तधक^{२}+तमक+दधक+दम$$
$$= तधक^{२}+(तम+दध)क+दम$$

અહીં જોઈ લ્યો કે

૧ લું પદ $= तक \times धक = तधक^{२}$

વચલું પદ $= तक \times म + धक \times द = (तम+दध)क$

છેલ્લું પદ $= द \times म = दम$.

૩. $(३क-४)(४क+५) = १२क^{२}-क-२०$

અહીં ગુણાકાર એકદમ લખ્યો. ૩क ને ૪क નો ગુણાકાર કરતાં $१२क^{२}$ આવ્યા; વળી $-४\times४क$ ને $५\times३क$ નો સરવાળો કરતાં $-क$ આવ્યા; $-४\times५=-२०$.

૪. $(२म-३न)(५म-६न) = १०म^{२}-२७मन+१८न^{२}$

## હિસાબ ૧૫ ક.

ગુણાકાર બોલો.

૧. $(क+२)(क+३)$ ૨. $(क+३)(क+५)$ ૩. $(क+६)(क+९)$
૪. $(क+५)(क+११)$ ૫. $(क+७)(क+६)$ ૬. $(क+१२)(क+५)$
૭. $(क-२)(क-३)$ ૮. $(क-४)(क-५)$ ૯. $(क-९)(क-१)$
૧૦. $(क-१०)(क-२)$ ૧૧. $(क+३)(क-१)$ ૧૨. $(क+६)(क-५)$
૧૩. $(क+९)(क-१०)$ ૧૪. $(क+८)(क-११)$ ૧૫. $(म-७)(म+८)$
૧૬. $(म-९)(म+५)$ ૧૭. $(न-५)(न+१२)$ ૧૮. $(त-१७)(त+३)$
૧૯. $(म+११)(म-१०)$ ૨૦. $(त-९)(त-८)$ ૨૧. $(३+क)(५+क)$

૨૨. $(૭-क)(૯-क)$ ૨૩. $(૧૧-क)(૯+क)$ ૨૪. $(क+म)(क+न)$
૨૫. $(क-म)(क-न)$ ૨૬. $(क+म)(क-न)$ ૨૭. $(क+૩ग)(क+ग)$
૨૮. $(क+૨ग)(क+૪ग)$ ૨૯. $(क+૪म)(क-૭म)$ ૩૦. $(म-૭त)(म-૯त)$
૩૧. $(य-૩ल)(य+૮ल)$ ૩૨. $(क^૨+૧)(क^૨+૫)$ ૩૩. $(क^૨+૭)(क^૨-૫)$
૩૪. $(मत-૫)(मत-૭)$ ૩૫. $(मत+૭क)(मत-૫क)$ ૩૬. $(૩क+૧)(૨क+૧)$
૩૭. $(૫क+૧)(૩क+૨)$ ૩૮. $(૪क-૩)(૩क+૨)$ ૩૯. $(૬क-૭)(૫क+૧)$
૪૦. $(क-૩)(૩क-૪)$ ૪૧. $(૯क+૧)(૧૧क+૧)$
૪૨. $(૨क^૨+૩ग^૨)(૪क^૨-૩ग^૨)$ ૪૩. $(૪म-૫न)(૫म+૪न)$.

નીચે આપેલા પરિણામ અતિ ઉપયોગી છે:-

$$\underline{(क+ग)^૨} = (क+ग)(क+ग) = क^૨+कग+कग+ग^૨ = \underline{क^૨+૨कग+ग^૨}$$

તેવજ રીતે.

$$\underline{(क-ग)^૨} = \underline{क^૨-૨कग+ग^૨}$$

क ને ग ની તમામ કિંમતો માટે ઉપલાં પરિણામ સત્ય રહેવાના અટલે

**નિયમ:**- બે સંખ્યાના સરવાળાનો વર્ગ = તે બે સંખ્યાના વર્ગનો સરવાળો + તેમનો બેવડો ગુણાકાર.

બે સંખ્યની બાદબાકીનો વર્ગ = તે બે સંખ્યાના વર્ગનો સરવાળો − તેમનો બેવડો ગુણાકાર.

આ નિયમાનુસાર આપણે કોઈ પણ દ્વિપદીનો વર્ગ તાકીદે કાઢી શકીએ.

$$(क+૧)^૨ = (क)^૨+(૧)^૨+૨\times क\times ૧ = क^૨+૨क+૧$$

$$(क+૩)^૨ = (क)^૨+(૩)^૨+૨\times क\times ૩ = क^૨+૬क+૯$$

$$(क-૫)^૨ = (क)^૨+(૫)^૨-૨\times क\times ૫ = क^૨-૧૦क+૨૫$$

